

## પ્રાસંગિક :

પૂ. પાદ સુપ્રસિદ્ધવકતા પ્રશાંતમૂર્તિ પંન્યાસજી
મહારાજ શ્રી કનકવિજયજી ગણિવરશ્રીનાં ૭ મનનીય
જાહેર પ્રવચનો 'સફળતાનાં સોપાન' રૂપે અહિં પ્રસિદ્ધિને
પામે છે, તે ખરેખર અમારે મન આનંદનો વિષય છે.
પૂ. પંન્યાસજી મહારાજશ્રી જૈન સંઘમાં એક ચારિત્ર્ય
શાલી તપસ્વી તથા શાંત તેમજ એકાંતપરાયણ ચિંતક
મહાપુરુષ તરીકે સુપ્રસિદ્ધ છે. તેઓશ્રી પૂ. પાદ પર
કારૂણિક સિદ્ધાન્ત મહોદધિ સંઘસ્થવિર સુવિહિત શિ
મણિ તપાગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમ
રીશ્વરજી મહારાજશ્રીના પટ્ટ પ્રભાવક પરમશાસ
પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજ
રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજશ્રીના વિદ્વાન શિષ્યરત્ન

### ભદ્રેશ્વરજી તીર્થની યાત્રાનો શુભસંકલ્પ :

વિ. સં. ૨૦૧૮ની સાલમાં તેઓશ્રીનું ચાતુર્મ
કચ્છના પાટનગર ભૂજ ખાતે શ્રી સંઘની આગ્રહભ
વિનંતીથી થયેલ. વર્ષોથી કચ્છ પ્રદેશના સુપ્રસિદ્ધ શ્રી ભદ્રેશ્વ

તીર્થની યાત્રા માટે તેઓશ્રીની પ્રબલ ભાવના હતી. તેઓશ્રીના મહાઉપકારી સંસારી પિતાજી પૂ. પંન્યાસજી મહારાજશ્રી સુબુદ્ધિવિજયજી ગણિવરશ્રી મુંબઈ વિહાર દરમ્યાન અંધેરી મુકામે વિ. સં. ૨૦૧૪ અષાડ સુદિ ૭ ગુરૂવાર પુષ્યનક્ષત્ર અમૃતસિદ્ધિયોગમાં સમાધિપૂર્વક પરમેષ્ઠિ મહામંત્રનું રટણ કરતાં કાલધર્મ પામ્યા. તેઓશ્રી સરળહૃદયી, સાધુચરિત, વાત્સલ્યમૂર્તિ, પ્રભાવશાલી મહાપુરુષ હતા, તેઓશ્રીના હૃદયમાં કચ્છભદ્રેશ્વરજી તીર્થની યાત્રા માટે વર્ષોથી શુભ ભાવના રમતી હતી, ૩૦ વર્ષના નિરતિચાર સંયમી જીવનનો નિર્મળ દીક્ષા પર્યાય પાળી તેઓશ્રી ૬૬ વર્ષની વયે કાલધર્મ પામ્યા, જૈનસંઘમાં તેઓશ્રીની ચિરવિદાયથી ન પૂરી શકાય તેવી મહાન ખોટ પડી.

પોતાના સુપુત્ર, સુપુત્રી એમ બંને સંતાનોને શ્રમણભગવાન શ્રી મહાવીરદેવના શાસનમાં સમર્પિત કરી, રત્નત્રયીની નિર્મલ આરાધનાના આત્મકલ્યાણકર સન્માર્ગમાં યોજી સ્વયં પણ તે કલ્યાણકર મંગલ માર્ગના પથિક બન્યા. તેઓશ્રી પોતાનું જીવન ધન્ય બનાવી, અનેકોનાં જીવનમાં પ્રભુશાસન પ્રત્યેની અવિહડ પ્રીતિ મજબૂત કરી કૃતકૃત્ય બની ગયા. પોતાના પરમ ઉપકારી તે મહાપુરુષની શ્રી ભદ્રેશ્વર તીર્થની યાત્રા માટેની ભાવના સફળ કરવા પૂ. પંન્યાસજી મહારાજશ્રીના હૃદયમાં એક પ્રબલ સંકલ્પ પ્રગટ્યો કે, 'હવે જેમ બને તેમ શક્ય હોય તે રીતે તાત્કાલિક શ્રી ભદ્રેશ્વરજી તીર્થની યાત્રા થાય તો સારૂં'

ને ત્યાર-બાદ વિ. સં. ૨૦૧૪નું ચાતુર્માસ મુંબઈ લાલબાગ મોતીશા જૈન ઉપાશ્રય ખાતે કરી વિ. સં. ૨૦૧૫નું ચાતુર્માસ ખંભાત શ્રી જૈન સંઘની વિનંતિથી તપગચ્છ-અમર જૈનશાળામાં પૂ. પંન્યાસજી મહારાજ-શ્રીએ સપરિવાર કર્યું, વિ. સં. ૨૦૧૬ નું ચાતુર્માસ શ્રી સિદ્ધગિરિરાજની પુનિત છત્રછાયામાં વ્યતીત કરી, પોતાના વર્ષીતપની નિર્વિઘ્ને પૂર્ણાહુતિના શુભ પ્રસંગ પર પૂ. પાદ શ્રી સિદ્ધગિરિજી તીર્થની પવિત્ર છાયારૂપ શ્રી પાલીતાણાથી મહા સુદ પંચમીના વિહાર કરી પોતાના અંતેવાસી શિષ્યરત્નો પૂ મુનિરાજશ્રી મહિમા વિજયજી મહારાજ પૂ. મુનિરાજશ્રી પૂર્ણભદ્રવિજયજી મ. પૂ. મુનિરાજશ્રી ભદ્રાનન વિજયજી મ. પૂ. મુનિરાજશ્રી ચન્દ્રપ્રભવિજયજી મ. પૂ. મુનિરાજ શ્રી શાંતિભદ્રવિજયજી મ. સાથે રાણપુર, ધંધુકા, ખંભાત, અમદાવાદ થઇ ચાલુ વર્ષીતપમાં ચૈત્રવદ ૧૦ના મહામહિમાશાલી પ્રગટ પ્રભાવી દેવાધિદેવ શ્રી શંખેશ્વરજી પાર્શ્વનાથ ભગવંતના તીર્થધામ પરમપવિત્ર શ્રી શંખેશ્વરજી તીર્થમાં પધાર્યા.

## શુભસંકલ્પ ફળ્યો :

તેઓશ્રીના વર્ષીતપનું પારણું ૨૦ દિવસના મહોત્સવ પૂર્વક શાંતિસ્નાત્ર સહિત ધામધૂમપૂર્વક ત્યાં થયું, ત્યાં તેઓ-શ્રીએ ત્રણ અઠ્ઠમની તપશ્ચર્યા કરી ને વૈશાખ વદ ૬ ના શ્રી કચ્છ-ભદ્રેશ્વરજી તીર્થની યાત્રાર્થે તેઓશ્રીએ પ્રયાણ કર્યું.

રાધનપુર, વારાહી, સાંતલપુર, આડેસર થઈ ભચાઉ ખાતે પૂ. પાદ પરમકારૂણિક ચારિત્ર ચૂડામણિ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય કનકસૂરીશ્વરજી મહારાજશ્રીના પુનિત દર્શન કરી પૂ. મહારાજશ્રી સપરિવાર જેઠ વદ ૩ના અંજાર પધાર્યા, ત્યાં તેઓશ્રીની ત્રણ દિવસની સ્થિરતા દરમ્યાન બે જાહેર પ્રવચનો યોજાયા, શ્રી સંઘે તથા જાહેર પ્રજાએ પૂ. પાદશ્રીના મનનીય પ્રવચનોનો સુંદર લાભ લીધો, પૂ. મહારાજશ્રી સપરિવાર જેઠ વદ ૧૧ના શ્રી ભદ્રેશ્વરજી તીર્થમાં પધાર્યા, તેઓશ્રીનું સ્વપ્ન ફળ્યું, મનોરથો સફલ બન્યા, હર્ષ પુલકિત દેહે, આનંદ વિભોર નેત્રે અસીમશ્રદ્ધાભાવથી પૂજ્યપાદ શ્રીએ, શ્રી ભદ્રેશ્વર તીર્થ ભૂષણ દેવાધિદેવ વર્તમાન શાસનાધિપતિ શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવનાં ભવ્ય ચમત્કારી ને મહામહિમાશાળી પ્રતિમાજીનાં તથા રમણીય ગગનચુંબી જિનાલયનાં દર્શન કરી અપાર પ્રસન્નતા પ્રાપ્ત કરી, અને અંજાર સંઘની ચાતુર્માસાર્થે આગ્રહપૂર્વક વિનંતિ થતા અંજારનું ચાતુર્માસ કરવાનું સ્વીકાર્યું

## અંજારનું એ યાદગાર ચાતુર્માસ :

શ્રી ભદ્રેશ્વરજી તીર્થની યાત્રાનો મહાન લાભ પ્રાપ્ત કરી, ત્યાંથી તેઓશ્રીએ વડાલા, મોખા, ગુન્દ્રાલી ઇ. ઇ. ગામોમાં પ્રવેશ કર્યો, ત્યાંથી ગુંદાલી થઈ જેઠ સુદ ૧૦ના. તેઓશ્રી ભુજનગરમાં પધાર્યા, ભવ્ય સામૈયા સહ, સપરિવાર તેઓશ્રીનો પ્રવેશ થયો, ૧૦-૧૧ દિવસની

સ્થિરતા દરમ્યાન તેઓશ્રીના જૈન વંડામાં જાહેર પ્રવચનો થતાં જેનો જૈનસંઘ તથા જાહેર પ્રજા ઉલટભેર લાભ લેતા તેઓશ્રીને સંઘે ચાતુર્માસ માટે આગ્રહપૂર્વકની વિનંતિ કરી, પણ અંજારનું ચાતુર્માસ નક્કી હોવાથી તેઓશ્રીનો સપરિવાર અશાડ સુદ બીજના અંજારમાં પ્રવેશ થયો. અંજાર શ્રી સંઘનો ઉત્સાહ તથા ઉમંગ અમાપ હતો, શ્રી ભગવતી સૂત્ર તથા પાંડવચરિત્ર પર નિયમિત પૂ. પાદશ્રીનાં પ્રવચનો થતા હતા, ને દર રવિવારે જાહેર પ્રવચનો યોજાતા હતા.

શ્રી અંચલગચ્છ – શ્રી ખરતરગચ્છ તથા શ્રી તપાગચ્છના આગેવાન ભાઈઓ તેમજ ત્રણેયગચ્છના ભાઈ-બ્હેનો પૂ પાદશ્રીનાં વ્યાખ્યાનોનો લાભ લેતા મહામહિમાશાલી પ્રગટ પ્રભાવી શ્રી શંખેશ્વરજી પાર્શ્વનાથ ભગવંતના ૧૦૮ અઠ્ઠમો પૂ. પાદશ્રીના શુભ ઉપદેશથી શ્રી સંઘમાં થયા, શ્રી નવકાર મહામંત્રનો તપ થયો. શ્રી પર્યુષણપર્વની આરાધના અપૂર્વ ઉલ્લાસથી ઉજવાઈ, ને ૬૪ પ્રહરી પૌષધો શ્રી સંઘમાં સારી સંખ્યામાં થયા, તપસ્વીઓની ભક્તિ માટે આઠે દિવસોમાં એકાષણાની ભક્તિ શ્રી સંઘ તરફથી ઉત્તમ પ્રકારે યોજાઈ, ચાતુર્માસની પૂર્ણાહુતી બાદ બે બાલબ્રહ્મચારી મુમુક્ષુ બહેનોની ધામધૂમપૂર્વક ભાગવતી દીક્ષા થઈ, ને શ્રી ભદ્રેશ્વરજી તીર્થનો સંઘ પૂ. પાદ પંન્યાસજી મહારાજશ્રીની છત્ર છાયામાં નીકલ્યો, ૩૦૦ લગભગ ભાઈ-બહેનો તથા ચતુર્વિધ સંઘ સાથે છરીપાળતો સંઘ ત્રીજે દિવસે

ભદ્રેશ્વરજી તીર્થની છાયામાં આવ્યા, ત્યાં ૩ દિવસની સ્થિરતા થઈ, ધામધૂમપૂર્વક તીર્થયાત્રા સહુએ કરી.

## કચ્છની પંચતીર્થીની યાત્રાએ :

પૂ પાદ શ્રી સપરિવાર સ્યાદ્વાદ મુદ્રા, કપાયા, ભુજપુર, દેવલપુર, કોડાય, નાગલપુર થઈ માંડવીમાં ધામધૂમથી પધાર્યા, દરેક સ્થળોએ તેઓશ્રીનાં પ્રવચનો યોજાતાં, ધર્મભાવિત ભાવુકો ઉલ્લાસથી લાભ લેતા હતા ત્યાંથી તેઓશ્રી લાયજા, નવાવાસ, મેરાઉ, ગોધરા, તલવાણા થઈને અબડાસાની પંચતીર્થી સાંધાણ, સુથરી, સાયરા, કોઠારા, જખૌ, તેરા આદિની યાત્રાઓ કરી નખત્રાણા, આંગીયા, માનકુવા થઈ ભુજ શહેરમાં પધાર્યા શ્રી સંઘની વિનંતિથી તેઓશ્રીએ સ્થિરતા કરી, બાદ શ્રી સંઘની વિનંતિથી તેઓશ્રીનું ચાતુર્માસ અહીં નિશ્ચિત થયું

## ભુજનું ભવ્ય ચાતુર્માસ :

જેઠ વદિ ૧૪ના ભવ્ય ઠાઠમાઠ સહ તેઓશ્રીનો ચાતુર્માસાર્થે પ્રવેશ થયો, પૂ પાદ પંન્યાસજી મહારાજશ્રીના સંસારી પક્ષે વડિલ ભગિની પૂ. પ્રશાન્ત વિદુષી પ્રવર્તિની સાધ્વીજી શ્રી દર્શનશ્રીજી મહારાજ પણ પોતાના વિશાલ પરિવાર સહ મારવાડ પ્રદેશમાં તે અવસરે વિચરી રહ્યા હતા વિ. સં. ૨૦૧૭નું ચોમાસું સાદડી ખાતે ચાતુર્માસ પૂર્ણ કરી, તે પ્રદેશના ભવ્ય પ્રભાવશાળી પ્રાચીન તીર્થ ભૂમિઓનાં દર્શન કરી, નાડોલાઈજી, વરકાણા, મિરપુર

થઈ બામણુવાડાથી તેઓશ્રી વૈ. સુદિ અક્ષય તૃતીયાના પુણ્ય-દિવસે પધાર્યા ત્યાં તેઓશ્રીની શિષ્યા પૂ. સાધ્વીજી શ્રી કિરણરેખાશ્રીજીના વર્ષીતપનું પારણું થયા બાદ, તેઓશ્રીએ સપરિવાર કચ્છ તરફ વિહાર લંબાવ્યો, ને તેઓશ્રી પાલણપુર, ભીલડીયાજી, રાધનપુર થઈ કચ્છમાં પધાર્યા. ભદ્રેશ્વરજી તીર્થની યાત્રા કરી ભુજના સંઘની વિનંતિથી તે ચાતુર્માસાર્થે ભુજમાં તેઓશ્રી પધાર્યા.

## ભુજના ચાતુર્માસમાં અપૂર્વ આરાધના

ભુજમાં પૂ. પાદ પંન્યાસજી મહારાજશ્રીનાં ચાતુર્માસથી શ્રી સંઘમાં અપૂર્વ જાગૃતિ આવી, શ્રી અંચલગચ્છ શ્રી તપાગચ્છ ને શ્રી ખરતગચ્છ, નાનીપક્ષ, છકોરી, મોટીપક્ષ, એ રીતે બધા ગચ્છોના ભાઇ-બ્હેનો નિયમિત પૂ. મહારાજશ્રીનાં પ્રવચનો સાંભળતા હતા. દરરોજ સવારના ધાર્મિક પ્રવચનો જૈન વંડામાં વિશાલ હોલમાં નિયમિત થતા હતા. ને દર રવિવારે તેઓશ્રીનાં જાહેર પ્રવચનો પણ થતા હતાં; જેમાં પૂજ્યપાદશ્રી, દાન, દયા, તપ, ત્યાગ, ઔચિત્ય, ઔદાર્ય, પરોપકાર તથા સત્ય, સંયમ, પાપભીરૂતા, દમ, વૈરાગ્ય, તિતીક્ષા, ઈત્યાદિ જીવનની ઉન્નતિના પ્રેરક માનવતામૂલક મંગલ તત્વોનો ઉદ્બોધક સદુપદેશ પોતાની મૃદુ, મધુર ધીર, ગંભીર ને શાંતસ્વસ્થ શૈલીમાં ઓજસ્વી તથા ભાવવાહી વાણીમાં [illegible] હતા. પૂ. પાદશ્રીનાં દર રવિવારના જાહેર [illegible]નો સાંભળવા માનવોનો મહેરામણ ઉલટતો હતો.

પૂ. પાદશ્રીનાં ને મનનીય પ્રવચનોનું સા
અવતરણ પૂ. પ્રશાંતવિદુષી પ્રવર્તિની સાધ્વીજી મહા
શ્રી દર્શનશ્રીજી મહારાજના પરમ વિનેયી સાધ્વી
મહારાજશ્રી હર્ષપૂર્ણાશ્રીજી (શ્રી સુધાવધી) એ ખ
પરિશ્રમ લઈ કાળજીપૂર્વક કરેલ ને પ્રવચનોમાંથી સંપાદિ
થયેલા છ પ્રવચનો અહિં આ ગ્રંથમા પ્રસિદ્ધિને પામે છે

ભુજ ખાતે પૂ. પાદશ્રીના ચાતુર્માસમા શ્રી સંઘમા
ખૂબ સુંદર ને અપૂર્વ લાભ થયેલ, શ્રી શંખેશ્વરજી
પાર્શ્વનાથ ભગવંતના અઠ્ઠમ તપની આરાધના ઉલ્લાસ
પૂર્વક થયેલ, પર્વાધિરાજશ્રી પર્યુષણા મહાપર્વમા આઠ
દિવસના ૬૪ પ્રહર પૌષધ ત્રણેયગચ્છમા થઈને ૩૬૦
લગભગ થયેલ. આઠ દિવસ એકાસણાની ભક્તિ પણ શ્રી
સંઘ તરફથી ઉપધાન તપની જેમ અપૂર્વ ઉલ્લાસ તથા
ઉમંગભેર થયેલ. ત્રણેયગચ્છના આબાલવૃદ્ધ ૬ વર્ષના
બાળકથી માંડી ૭૦ વર્ષના વયોવૃદ્ધ સુધી સર્વ કોઈએ
૬૪ પ્રહર પૌષધમા લાભ લીધેલ

પૂ. પાદ પ્રશાન્ત વિદુષી પ્રવર્તિની સાધ્વીજી મ.
શ્રી દર્શનશ્રીજી મ. તથા તેઓશ્રીના અંતેવાસી પરમ
વિનેયી વિદુષી સાધ્વીજી શ્રી હંસશ્રીજી મ. પૂ. સાધ્વીજી
શ્રી પ્રમોદિતશ્રીજી મ. પૂ. સાધ્વીજી શ્રી હર્ષપૂર્ણાશ્રીજી
પૂ. સાધ્વીજી શ્રી પીયૂષપૂર્ણાશ્રીજી પૂ. સાધ્વીજી શ્રી વિશ્વ
રેખાશ્રીજી આદિ સાધ્વી પરિવારની શુભ નિશ્રામા પહેલેથી
પણ સુંદર અનુભૂતિ તથા અપૂર્વ ધર્મપ્રભાવના... નિરંતર—
હતી.

પૂ. પાદશ્રીએ વર્ષીતપ શરૂ કરેલ હતો, તેઓશ્રીએ વર્ષીતપની તપશ્ચર્યામાં અઠ્ઠમ આદિ તપશ્ચર્યા કરેલી. તેઓશ્રીની શાંત તપોમય સંયમી જીવનની અનેરી છાપ ભુજના ધર્મપ્રેમી જન સમુદાય પર પડી હતી. તેઓશ્રીના મનનીય ભાવવાહી ધર્મપ્રવચનો પ્રત્યે જનતાનું કોઈ અપૂર્વ આકર્ષણ થયું હતું.

## પ્રસ્તુત પ્રકાશનને અંગે :

પ્રસ્તુત પુસ્તકમાં સંપાદિત થયેલ છ મનનીય ને ભાવવાહી જાહેર પ્રવચનોનાં સારભૂત અવતરણ પરથી પ્રસ્તુત પ્રકાશન નવાડીસા ખાતે જ પૂ. પાદશ્રીનાં ચાલુ ચાતુર્માસમાં ધર્મપ્રેમી, સુપ્રસિદ્ધ ચિંતક ને લેખક ભાઈશ્રી મફતલાલ સંઘવીએ કાળજીપૂર્વક પરિશ્રમ લઈ સંપાદિત કરેલ છે. સંશોધન તથા સંપાદન પાછળ પૂ પાદ પ્રવચનકાર પંન્યાસજી મહારાજશ્રીનાં પ્રવચનોનો ભાવ તથા આશય જળવાઈ રહે તે રીતનો તેમ નિષ્ઠા ભાવ જરૂર પ્રશંસા માંગી લે છે.

પૂ. પાદશ્રીનાં પ્રવચનોના સંપાદન, સંશોધન તથા પ્રકાશનના આ પ્રયત્ન પાછળ અમારો એજ એક શુભ ઉદ્દેશ છે કે, વાચકો ક્ષીરનીર ન્યાયે આ પ્રવચનો વાંચી વિચારી માનવ-જીવનના મંગલ તત્ત્વો પ્રત્યે આદરભાવ તેમજ અહો ભાવ કેળવી, જીવનને ઉન્નત ને ઉર્ધ્વગામી પ્રયત્નશીલ બને એજ એક શુભ કામના અમારી ...શનની પ્રસિદ્ધિ પાછળ રહેલી છે.

પૂ. પાદશ્રીનાં પ્રવચનોનું કાળજીપૂર્વક સારભૂત અવતરણ કરવામાં પૂ. સાધ્વીજી મ. શ્રી દર્શનપૂર્ણાશ્રીજી મ. (શ્રી સુધાવર્ષી) એ લીધેલ તે પરિશ્રમ માટે અમે તેઓશ્રીનાં તે અનુગ્રહભાવને પુનઃ પુનઃ અભિનંદન આપી કૃતકૃત્યતા અનુભવીએ છીએ. પૂ. પાદશ્રીના પ્રવચનોનાં પ્રકાશન માટે અમને પ્રેરણા આપનાર તથા તે કાર્યમાં અનેક પ્રકારે સહકાર તથા પ્રોત્સાહન આપનાર તથા અમારી સંસ્થાને આત્મીય ભાવે કૃપાદૃષ્ટિપૂર્વક સામે રાખી તેના વિકાસ તથા પ્રગતિ માટે દરેક રીતે અમને ઉત્સાહિત કરનાર પૂ. પાદ પંન્યાસજી મહારાજશ્રીના શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજ તથા પૂ. પાદ પંન્યાસજી મહારાજશ્રીના શિષ્ય પરિવારના ઉપકારને અમે પુનઃ પુનઃ કૃતજ્ઞભાવે યાદ કરીએ છીએ.

પ્રસ્તુત ગ્રંથરત્નમાં પૂ. પાદશ્રીના પ્રવચનો પ્રકાશિત કરતાં પૂ. પાદશ્રીના આશયવિરુદ્ધ તથા શ્રી જિનાજ્ઞા વિરુદ્ધ તેમજ જૈનશાસનની મર્યાદા વિરુદ્ધ અમારાથી જો કાંઈ પ્રસિદ્ધ થયું હોય તે માટે અમે મિચ્છામિદુક્કડમ્ દેવાપૂર્વક સર્વ સહૃદયી વાચક મહાનુભાવોને આદર વિનંતિ કરીએ છીએ કે, જો કાંઈ છદ્મસ્થસુલભ ક્ષતિ કે સ્ખલના આ પ્રકાશનમાં અમારા પ્રમાદાદિ દોષના કારણે રહી ગઈ હોય તો તે કૃપાભાવે અમને જણાવે.

પ્રાંતે સર્વ કોઈ ધર્માનુરાગી સહૃદયી મહાનુભાવો આ ગ્રંથરત્નના વિષયોનું અવગાહન કરી, ગુણસ્થાનક સોપાનરૂપ અનુપમ ગુણરત્નોને જીવનમાં

કરી સત્ય શિવ ને સૌંદર્ય સ્વરૂપ મંગલમય પરમપદને પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય મેળવો એજ એક શુભ કામના!

| | |
|---|---|
| તા. ૧૨-૧૦-૬૭<br>આસો સુદિ ૧૦ વિજયા<br>દશમી ગુરુવાર<br>વિ. સં. ૨૦૨૩<br>વીર સં. ૨૪૯૩ | નિવેદકો:<br>શાહ રતિલાલ અમૃતલાલ વકીલ<br>શાહ જયંતિલાલ મણિલાલ<br>માનદ્‌મંત્રીઓ:<br>શ્રી વિશ્વમંગલ પ્રકાશન<br>મંદિર, પાટણ. (ઉ. ગુ.) |



શ્રી પર્યુષણપર્વ, શાશ્વતી ઓલીના દિવસો, દીવાળી જ્ઞાનપંચમી, શ્રી શંખેશ્વરજીના અઠ્ઠમો ઈત્યાદિ પ્રસંગોપર ગાઇ શકાય તેવી ભક્તિમધુર ગંહુલિઓ, તદુપરાંત શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ શ્રી સીમંધરસ્વામીજી શ્રી સિદ્ધાચલજી તીર્થરાજ તથા ચોવીસ તીર્થંકર ભગવંતો ઈત્યાદિની સુંદર ભાવવાહી સ્તવનાઓ ઈત્યાદિથી સમૃદ્ધ પ્રકાશન.

**(૨) પ્રગતિકે પથપર** ક્રા. ૧૬ પેજી ૩૩૪ પેજ દ્વિરંગી જેકેટ પાકું પુંઠુ મૂ. ૩ રૂા. પૂ પાદ પંન્યાસજી મહારાજશ્રીએ રતલામ ખાતે વિ. સં. ૨૦૨૧ (ગુજરાતી)ના ચાતુર્માસ દરમ્યાન જૈન જૈનેતર પ્રજા સમક્ષ માનવતાના મંગલતત્ત્વોનું ઉદ્ગાન કરતાં પ્રેરક તથા ભાવવાહી હિંદીભાષામાં આપેલાં; જાહેર પ્રવચનોમાંથી ૭ પ્રવચનોનું સારભૂત સરળ હિંદીભાષામાં અવતરણ અહિં પ્રકાશિત થયેલ છે. અદ્યતન પદ્ધતિએ પ્રસિદ્ધ થયેલા આ પ્રવચનોની સર્વ કોઇએ મુક્તકંઠે પ્રશંસા કરી છે, પ્રસિદ્ધ થતાંજ સેંકડો નકલો તો તાત્કાલિક ખપી ગઇ છે. પોષ્ટેજ ૩૫ પૈ. અલગ.

**(૩) દેવવંદનાદિ વિધિસહિત શ્રી નવકારમંત્ર આદિ તપોની વિધિ:** ફુલ્સકેપ ૧૬ પેજી ૧૬૦ પેજ કિં. ૧-૨૫ પૈસા શ્રી નવકાર મંત્ર તપના નવે દિવસના વ દેવવંદનો, શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવંતના અઠ્ઠમતપની આરાધનાના ત્રણે દિવસના ૩ દેવવંદનો સીમંધર સ્વામીના અઠ્ઠમ તપની આરાધનાના ત્રણે ા ત્રણ દેવવંદનો, તેમજ શ્રી અક્ષયનિધિ તપના

૧૬ દિવસમાં આરાધી શકાય તેવા પાંચ દેવવંદનો આ બધા આ પુસ્તકમાં પ્રથમવાર જ પ્રસિદ્ધિને પામે છે. આ સિવાય અન્ય અનેક ઉપયોગી ને પ્રચલિત તપોની વિધિ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની ધુનો ઈત્યાદિનો પ્રથમવાર જ પ્રસિદ્ધ થતો સુંદર સંગ્રહ. આ પુસ્તક દરેક વિધિપ્રેમી તથા જ્ઞાનની આરાધના કરનાર કરાવનારને ઉપયોગી છે.

(૪) સફળતાનાં સોપાન : પૂ. પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવરશ્રીએ વિ. સં. ૨૦૧૮ની સાલમાં કચ્છ-ભુજ ખાતે જૈન જૈનેતર જિજ્ઞાસુવર્ગની વિશાલ સભાઓમાં માનવતા પ્રેરક, જીવનને ઉન્નત તથા ઉર્ધ્વગામી બનાવનારા આપેલા આધ્યાત્મલક્ષી જાહેર પ્રવચનોનો અપૂર્વ સંગ્રહ : ક્રા. ૧૬ પેજી ૨૦૦ પેજ મૂ. ૨-૫૦ પોસ્ટેજ ૬૦ પૈ. ઉપરોક્ત પ્રકાશનો રૂા. ની મંગાવનારે ૬૦ પૈ. વધારે સમજવા

## તાજેતરમાં પ્રસિદ્ધ થનારાં નવાં પ્રકાશનો :

સંસ્થા તરફથી નીચેના પુસ્તકો તાજેતરમાં પ્રસિદ્ધ થનાર છે. જે જીવનમાં ધર્મભાવના, સંસ્કાર તથા શિક્ષણને ફેલાવાના પ્રેરક તથા ઉપકારક છે.

(૧) કથા રત્ન મંજુષા ભા. ૧ : વસ્તુતઃ કલ્પનાથી ને પાને પાને નવી જાણવા જેવી બોધક પ્રાચીન કથાઓ. જે વાચકોને મનરંગ કથાના રસને જાગતી કીર્તિદાયિક કથા જેની પ્રથમ આવૃત્તિ પ્રકાશ થતાં ઉપડી જવાથી દ્વિતીય આવૃત્તિ પ્રેસમાં છપાય છે

(૨) **દર્શનમાધુરી :** પૂ. પ્રશાંત વિદુષી પરમતપસ્વી ચારિત્રરત્ન સ્વ. પ્રવર્તિની સાધ્વીજી શ્રી દર્શનશ્રીજી મહારાજના જીવન પ્રસંગોને આલેખતું તેમજ તત્કાલીન વાતાવરણ તથા વર્તમાન પરિસ્થિતિને સમીક્ષાત્મક શૈલીયે મૂલવતું પ્રેરણાદાયી તથા જીવન જીવવાનો સંદેશો સુણાવી જતું જીવનનાં માધુર્યને પ્રગટાવતુ પ્રકાશન (પ્રેસમાં)

(૩) **સુબુદ્ધિ સૌરભ :** સરળહૃદયી સાધુચરિત્ર વાત્સલ્યમૂર્તિ ગુણાનુરાગી સ્વ. વિદ્વદ્વર્ય પૂ. પાદ પંન્યાસજી મહારાજ શ્રી સુબુદ્ધિવિજયજી ગણિવરશ્રીનાં જીવન પ્રસંગોને આલેખતું અનેક રીતે પ્રેરણાદાયી તેમજ બોધપ્રદ પ્રકાશન.

(૪) **પર્યુષણા પર્વ કે પ્રેરક પ્રવચનો :** પૂ. પાદ પંન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવર્યે વિ. સં. ૨૦૨૧ (ગુજરાતી) ની સાલમાં રતલામ ખાતે પર્વાધિરાજ શ્રી પર્યુષણાપર્વ પ્રસંગે પ્રારંભના ત્રણ દિવસોમાં પાંચ કર્તવ્યો તથા અગીઆર વાર્ષિક કર્તવ્યો પર હિંદીભાષામાં આપેલ પ્રવચનોનું પ્રેરક પ્રકાશન.

(૫) **સ્વાધ્યાય દર્શનમાલા :** શ્રી યોગશાસ્ત્ર ૪ પ્રકાશ, જ્ઞાનસાર પ્રકરણ અષ્ટક પ્રકરણ, પ્રશમરતિ, વીતરાગ સ્તોત્ર ઇત્યાદિ સ્વાધ્યાય યોગ્ય મૂલગ્રંથોની ફુલ્સ્કેપ ૧૬ પેજી સાઈઝનું પ્રકાશન.

(૬) **પ્રગતિના પથપર :** હિંદી પુસ્તકનો ગુજરાતી અનુવાદ. (૭) **પર્યુષણા પર્વનાં પ્રેરક પ્રવચનો :** હિંદી પુસ્તકનો ગુજરાતી અનુવાદ.

(૮) પ્રસંગ પરિમલ: 'મંગલદીપ' પુસ્તક સુધારા વધારા સાથે દ્વિતીય આવૃત્તિ

(૯) સંપત્તિનો નાશ: સુંદરને બોધક બાળકો ભજવી શકે તેવા સંવાદો બીજી આવૃત્તિ.

ઉપરોક્ત પ્રકાશનો ટુંક સમયમા પ્રસિદ્ધ કરવા માટેની સંસ્થાની યોજના છે. શ્રી સંઘોને તથા ઉદારદિલ સાહિત્યપ્રેમી મહાનુભાવોને નમ્ર વિનંતિ છે કે, સંસ્થાની સાહિત્ય પ્રકાશન પ્રવૃત્તિને વેગમળે ને સંસ્થા પોતાની પ્રવૃત્તિમાં વિકાસ સાધી શકે તેમજ તે વધુને પ્રગતિ કરે તે માટે સંસ્થાને સહાયક બનવા અવશ્ય આપ આપનો ઉદારદિલે આર્થિક સહકાર આપશોજી.

માનાર્હમંત્રીઓ :
શ્રી વિશ્વમંગલ પ્રકાશન મંદિર,
પાટણ. (ઉ. ગુ.)



# સંસ્થાની સાહિત્ય પ્રકાશન પ્રવૃત્તિને

## સહાયકરનારા ઉદારદિલ મહાનુભાવોની નામાવલી:

(૧) પૂ. પાદ પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવરશ્રીના શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજશ્રીની શુભ પ્રેરણાથી શ્રી નવાડીસા જૈનસંઘ તરફથી રૂા. ૫૦૧ સંસ્થાની સાહિત્ય પ્રકાશન પ્રવૃતિ માટે સહાય મલી છે. તેમજ પૂ. મુનિરાજ શ્રી મહિમાવિજયજી મહારાજશ્રી હસ્તક કલ્પસૂત્ર, બારસાસૂત્રની સુવર્ણાક્ષરી કપડાપર કલામય ચિત્રો યુક્ત ને સુશોભનોથી તૈયાર થતી હસ્તલિખિત પ્રતના શુભ કાર્યમાં ૧૫૦૦ રૂા. શ્રુતજ્ઞાનની ભક્તિ નિમિત્તે મળેલ છે. સંસ્થા તે માટે શ્રી સંઘની કાર્યવાહક કમિટિનો આભાર માને છે.

(૨) પૂ. પાદ પંન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવરશ્રીના શિષ્યરત્ન પૂ મુનિરાજ શ્રી ભદ્રાનનવિજયજી મહારાજ તથા તેઓશ્રીનાં શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી શાંતિભદ્રવિજયજી મહારાજની શુભ નિશ્રામાં રાજપુર ખાતે વિ. સં. ૨૦૨૩માં પર્વાધિરાજશ્રી પર્યુષણા મહાપર્વની આરાધના થઈ તે પ્રસંગે તેઓશ્રીના શુભ પ્રેરણાથી ૩૦૦ રૂા. શ્રી રાજપુર જૈનસંઘ તરફથી સંસ્થાની સાહિત્ય પ્રકાશન પ્રવૃત્તિ માટે મળેલ છે. જે માટે સંઘનો સંસ્થા આભાર માને છે.

(૫) સાવરકુંડલા ખાતે ચાતુર્માસાર્થે બિરાજમાન પૂ. સ્વ. પ્રવર્તિની પ્રશાંત વિદુષી સાધ્વજી મ. શ્રી દર્શનશ્રીજી મ. ના પરમ વિનેયી શિષ્યા પ્રશાંત વિદુષી સાધ્વીજી મ. શ્રી ત્રિલોચનાશ્રીજી આદિ સાધ્વીજી સમુદાયના પુણ્ય સાનિધ્યમાં શ્રી શ્રાવિકાસંઘમાં જે ધર્મારાધના થઇ તેની પુણ્ય સ્મૃતિ નિમિત્તે સાવરકુંડલા સંઘ તરફથી રૂા. ૫૦૧ તેમજ ૧૦૧ ઝવેરી ભોગીલાલ દેવચંદ પાટણ શ્રી છોટાલાલ અમીચંદ દોશી ૫૧ દોશી ત્રંબકલાલ જમનાદાસ દોશી દલીચંદ પ્રેમચંદ ૨૫ સંઘવી ઈન્દુબ્હેન સોભાગ્યચંદની દીક્ષા નિમિત્તે, ૨૫ છોટાલાલ મોરારજી ઉના (હાલ કાનામાગારેલ) આ સહાય સંસ્થાને 'દર્શનમાધુરી' 'સુબુદ્ધિ સૌરભ' તેમજ 'સ્વાધ્યાય દર્શન- માલા' આદિ પ્રકાશનોનાં કાર્ય માટે મળેલ છે. જે માટે સંસ્થા શ્રી સંઘનો તથા તે તે મહાનુભાવોનો આભાર માને છે.

(૬) પૂ. પ્રશાંતવિદુષી સાધ્વીરત્ન પ્રવર્તિની સ્વ. સાધ્વીજી મ શ્રી દર્શનશ્રીજીના પરમવિનેયી શિષ્યા સાધ્વીજી મ. શ્રી કીર્તિપ્રભાશ્રીજી મ તથા તેઓના પ્રશિષ્યા પરમવિનેયી સાધ્વીજી મ શ્રી જયરેખાશ્રીજી મ. ના શુભ સાન્નિધ્યમાં થયેલી આરાધના નિમિત્તે રૂા. ૨૦૧ લુણાવા શ્રી શ્રાવિકાસંઘ તરફથી હા. શ્રી પુષ્પાબેન સંસ્થાને તેની સાહિત્ય પ્રવૃત્તિમાં સહાય માટે પ્રાપ્ત થયેલ છે.

(૭) પૂ. પ્રશાંત વિદુષી પ્રવર્તિની સ્વ. સાધ્વીજી મ. શ્રી દર્શનશ્રીજી મહારાજના પરમવિનેયી શિષ્યા પૂ.

સાધ્વીજી મ. શ્રી કીર્તિપ્રભાશ્રીજી મ.ના પરમવિનેયી સાધ્વીજી મ. શ્રી હેમપ્રભાશ્રીજી મ. તથા તેઓના પરમવિનેયી સાધ્વીજી મ. શ્રી રવિચંદ્રાશ્રીજી મહારાજની સાનિધ્યતામાં શ્રાવિકા સંઘમાં થયેલી આરાધનાની પુણ્યસ્મૃતિ નિમિત્તે રૂા. ૫૧ શાહ ખાતે રૂા. ૨૦૧ પાંડુર જૈન સંઘ તરફથી વસઈ જૈનસંઘ તરફથી સંસ્થાની સાહિત્ય પ્રવૃત્તિ માટે મળેલા છે. તે માટે સંસ્થા તે શ્રી સંઘોનો આભાર માને છે.

પૂ. પ્રશાંતવિદુષી સાધ્વીજી મ શ્રી ત્રિલોચનાશ્રીજીના પરમવિનેયી શિષ્યા પૂ. સાધ્વીજી મ. શ્રી જયકીર્તિશ્રીજી મહારાજ તથા પૂ પ્રવર્તિની પ્રશાંત વિદુષી સ્વ. સાધ્વીજી મ. શ્રી દર્શનશ્રીજી મહારાજના પરમવિનેયી શિષ્યા પૂ. સાધ્વીજી મહારાજશ્રી હર્ષપૂર્ણાશ્રીજી મ. આદિ સાધ્વી સમુદાયના પુણ્યસાનિધ્યમાં શ્રાવિકા સંઘમાં જે ધર્મારાધના થઈ તેની પુણ્યસ્મૃતિ નિમિત્તે મલાડ (મુંબઈ) જૈનસંઘ તરફથી રૂા. ૫૦૧ સંસ્થાને તેની સાહિત્ય પ્રવૃત્તિ માટે સહાયના મળ્યા છે. તેમજ રૂા. ૨૦૧ એક ધર્માત્મા તરફથી હઃ શ્રી શાંતિલાલ દીપચંદ શાહ આ માટે સંસ્થા તે શ્રી સંઘનો આભાર માને છે

પૂ. પ્રશાંતવિદુષી પ્રવર્તિની સાધ્વીજી મ. શ્રી દર્શનશ્રીજી મ.ના શિષ્યા પૂ. સાધ્વીજી મ. શ્રી કીર્તિપ્રભાશ્રીજી મ.ના શિષ્યા પૂ સાધ્વીજી મ શ્રી હેમપ્રભાશ્રીજી મ. ના શિષ્યા પૂ સાધ્વીજી મહારાજશ્રી સૂર્યમાલાશ્રીજી તથા પૂ સાધ્વીજી મ. શ્રી ગુણમાલાશ્રીજીના શુભ સાન્નિધ્યમાં થયેલી ધર્મારાધનાની પુણ્યસ્મૃતિ નિમિત્તે.

રૂા. ૨૦૧ લતાબ્હેન રામજી બીજાપુર. ૫૧ ગટુબ્હેન ચુનીલાલ લુણાવા ૫૧ ભીખીબ્હેન જવાનમલજી લુણાવા ૨૫ જંબુબ્હેન જીવરાજ લુણાવા.

(૮) પૂ. પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવરશ્રીજીના શિષ્યરત્ન પૂ. મુનિરજાશ્રી મહિમાવિજયજી મહારાજની શુભ પ્રેરણાથી નવાડીસાના ઉદારદિલ મહાનુભાવોએ નીચે મુજબ સહાય સંસ્થાની સાહિત્ય પ્રવૃતિને અંગે કરેલ છે, રૂા. ૧૫૧ શાહ મફતલાલ જેસીંગભાઈ રૂા. ૧૫૧ શાહ પોપટલાલ જેવતભાઈ, રૂા. ૧૫૧ શાહ મોતીલાલ સુખરાજજી રૂા. ૧૦૧ શાહ માનચંદ ખેતશીભાઈ રૂા. ૧૦૧ શાહ મોતીલાલ મોહનલાલ રૂા. ૧૦૧ શાહ જેસીંગલાલ વાડીલાલ રૂા. ૧૦૧ શાહ ભલાજી જગાજી રૂા. ૧૦૧ શાહ નાથાલાલ વીરચંદ ૫૧ શાહ મફતલાલ ડોસજીભાઈ, જુનાડીસા.

ઉક્ત સહાયમાં પ્રેરક તે તે પૂ. મુનિભગવંતો તેમજ પૂ. સાધ્વીજી મહારાજો નો અમે કૃતજ્ઞતાના ભાવપૂર્વક પુનઃ પુનઃ આભાર માનીયે છીએ.

શ્રી સંઘોને તથા ઉદારદિલ મહાનુભાવોને નમ્ર વિનંતિ છે કે સંસ્થાની સાહિત્ય પ્રવૃતિના વિકાસ માટે આપ અમને અવશ્ય આર્થિક સહકાર આપશોજી.

તા. ૧૫-૧૧-૬૭
કાર્તિક સુદિ ૧૧
વિ. સં. ૨૦૨૩

શાહ જયંતિલાલ મણિલાલ
માનદ્ મંત્રીઓ: શ્રી વિશ્વમંગલ
પ્રકાશન મંદિર, પાટણ. (ઉ.ગુ.)

# ● આમુખ ●

વિ. સં. ૨૦૧૮ના પોતાના ચાતુર્માસ દરમ્યાન, પરમ પૂજ્ય પંન્યાસજી ભગવંત શ્રી કનકવિજયજી મહિવર્યે, ભૂજ (કચ્છ) ખાતે આપેલાં જાહેર વ્યાખ્યાનોનો સંગ્રહ 'સફળતાનાં સોપાન' નામે આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

પાણીના જોરદાર પ્રવાહને ખાળવામા જે ભાગ પથ્થરની મજબૂત દિવાલ ભજવે છે એવો જ ઉપકારક ભાગ આ પુસ્તક આ મહાન દેશમા બે-રોકટોક ધસી રહેલા પાશ્ચાત્ય સંસ્કૃતિના જોખમી પ્રવાહને ખાળવામા ભજવશે તેમાં કોઈ શંકા નથી.

જે પ્રજાના જીવનમાં દયા કેન્દ્રસ્થાને હતી, પરોપકાર જેના અંગભૂત હતો, નીતિ અને સદાચાર જેને પ્રાણપ્યારાં હતાં, એજ પ્રજા આજે પોતાના પરમ ઉપકારી પૂર્વજોમાંથી નિષ્ઠા ખોઇને તેમજ બહિર્મુખ જીવનને વરેલા આગેવાનોમાં નિષ્ઠા સ્થાપીને દિન-પ્રતિ દિન બેહાલ બનતી જાય છે. દયા, દાન, પરોપકાર, ત્યાગ, નીતિ, સદાચાર એ બધા જીવનવિધાયક ગુણો સાથેનો તેનો સંબંધ હાર્દિક મટીને માત્ર વાચિક બનતો જાય છે, તે સંજોગોમાં પ્રકાશિત થતું આ પુસ્તક, બળબળતા બપોરના હૈયામાં શાન્તિ રેલાવતા સમીર સમું શિતળ પુરવાર થશે તે નિર્વિવાદ હકીકત છે.

લોકશાહીના નામે આજ આ દેશમાં સરિયામ અંધાધુંધી, અવ્યવસ્થા, અનૈતિકતા અને હિંસાત્મક પ્રવૃતિ બે-રોકટોક ફાલતી જાય છે તેના નિવારણનો મં માર્ગ આ પુસ્તકમાંના વ્યાખ્યાનોમાં હૃદયસ્પર્શી રજુ થએલો છે.

નિરપરાધી પશુ-પંખીઓ તેમજ જળના જીવોને જીવન જીવવાનો હક્ક છીનવી લેવાનો શું માનવને કો હક્ક છે? જો ના, તો પછી લોકશાહીના નામે તેમ ક્રૂર કત્લ કરનારી વર્તમાન રાજ્ય વ્યવસ્થા ન્યાયને વરેલ ગણાય? તેમ છતાં અધિકાંશે સત્ત્વહીન બનતા જ જીવનમાંથી તે હિંસા સામે પ્રબળ જે પુણ્યપ્રકોપ પ્રકટવે જોઇએ તે નથી જ પ્રકટતો તે હકીકત છે.

જીવનને સત્ત્વસભર બનાવવાની પાયાની વાતો આ પુસ્તકને પાને, પાને આલેખાએલી છે, આ વ્યાખ્યાને એ જનરંજનના માત્ર હેતુપૂર્વક બોલાએલા શબ્દોન ઝુમખાં નથી, પરંતુ સુદીર્ઘ ચારિત્રપર્યાયવંતા, પરમ તપસ્વી ભગવંતના હૃદયની વાચારૂપે પ્રકટેલા શબ્દોના કલ્યાણકર પુંજ સમાન છે.

પડતા આ કાળમાં, જીવના હિતનું જતન કરવાની મૌલિક વાતો આ પુસ્તક જરૂર આપને સંભળાવશે. જીવનમાં અખંડ શાન્તિ કેમ જન્મે? તેમજ કઇ રીતે જળવાઇ રહે? તેનો મર્મ આ પુસ્તકમાં આપ જોઇ શકશો.

શકશો. સફળ જીવનનો ખરો ખોરાક આ પુસ્તક આપને પૂરો પાડશે.

ભવ્ય ભારતીય પરંપરાને વફાદાર રહીને જ આપણે સાચું સુખ અનુભવી શકીશું તેમજ બીજા માનવ-પ્રાણીઓને કંઇક અંશે પણ ઉપકારક બની શકીશું. સ્થૂલ પદાર્થોમાંથી સુખ મેળવવાના મોહે આપણને અધમૂઆ કરી નાખ્યા છે. ચેતીને સન્માર્ગે વળવામાં જ આપણું હિત છે.

એ ચેતવણીના શંખનાદ સમું આ પુસ્તક આપનો જીવનપંથ અજવાળવામાં અગત્યનો ભાગ ભજવશે. પરમ પવિત્ર જીવનની ખરી ખુમારી કેવી હોય છે, તે પણ આપને સમજાવશે.

ધર્મમય જીવનની મંગલમય હવા, પુનઃ આ મહાન રાષ્ટ્રમાં નિર્બંધપણે વહેતી કરવાના પૂ. પાદ પરમ તપસ્વી ભગવંતના ભાવને વાચા આપવાની ક્ષમતા સહુમાં સવેળા પ્રકટ થાઓ!

કા. સુ. ૧૧
વિ. સં. ૨૦૨૪

મફતલાલ સંઘવી

# વિષયાનુક્રમ:

| વિષય: | પેજ |
| --- | --- |





## જીવનની સફળતાનો માર્ગ

આજનું પ્રવચન 'જીવનની સફળતાનો માર્ગ', એ વિષય પર રાખેલ છે.

કોઈના મનમાં સહેજે પ્રશ્ન ઉઠે કે વ્યાખ્યાનનો વિષય શા માટે આ રાખ્યો?

તો તેનો એ ખુલાસો છે કે જીવનની સાચી સફળતા એક માત્ર માનવભવમાં જ સાધી શકાય છે તેથી અગત્યના અનેક વિષયો નજર સામે તરતા હોવા છતાં, અતિ અગત્યના ઉક્ત વિષય પર પ્રવચન રાખ્યું છે.

માનવભવ સાચે જ અતિ દુર્લભ છે.

ચોર્યાસી લાખ યોનિમાં ભટકતો ભટકતો જીવ, અપાર પુણ્યરાશિના સંચયે જ માનવ-જીવનને પામે છે. મતલબ કે માનવભવને લાયકનું પુણ્ય મેળવવા માટે જીવને, ત્રણેય જગતની અનેકવિધ અકથ્ય યાતનાઓ-માંથી પસાર થવું પડે છે અને માનવભવ મેળવ્યા પછી જે આત્મા તેની દુર્લભતાના ભાન સાથે તેનો

યથાર્થ સદુપયોગ કરે છે તે દેવતાઓને પણ વંદ્ય બની જાય છે.

પુષ્પનો ભાવ, એના માત્ર રૂપરંગને કારણે નહિ, પરંતુ એની સુવાસના કારણે અંકાય છે, તેમ માનવ-જીવનની સાચી મહત્તા, તેનામાં જાગૃત થએલી માનવતાના કારણે અંકાય છે.

સુગંધ વગરના ફૂલ જેવું ઉપેક્ષા પાત્ર, માનવતા વગરનું માનવ-જીવન બની જાય.

સોહામણું શરીર એ માનવતાનું લક્ષણ નથી, પુષ્ટ અંગોપાંગ વડે માનવતાનું માપ નીકળી શકતું નથી. બહારની ટાપટીપ દ્વારા માનવતાની મહેક કોઇ ફેલાવી શકશે નહિ.

માનવતાને બે આંખો છે અને બે પાંખો છે.

સદાચાર અને સદ્વિચારરૂપી બે આંખ વડે, માનવી વિકટ ભવમાર્ગ વટાવી શકે છે અને પરોપકાર તથા સેવાભાવરૂપી બે પાંખ વડે પોતાના લક્ષ્ય પ્રતિ ઉડ્ડયન આદરી શકે છે.

માનવના દેહમાં રહીને જ આત્મા, સર્વ કર્મોનો ક્ષય કરીને મોક્ષપદને પામી શકે છે એ સત્ય ઉપર ચિંતન કરતાં એ સ્પષ્ટ થાય છે કે, માનવદેહની રચના જ એવા પ્રકારની છે કે જો તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો સામાન્ય કક્ષાના માનવીને તે

મહાત્મા બનાવી દે અને મહાત્મામાંથી પરમાત્મા પણ બનાવી શકે.

પણ આમ બને ક્યારે?

માનવજીવનના રૂપમાં પોતાને મળેલી શક્તિના પ્રત્યેક અંશનો પૂરતા વિવેકપૂર્વક માનવી બરાબર સદુપયોગ કરતો રહે ત્યારે.

## ઉદારતા

સદાચારપૂર્ણ ઉદારતા એ માનવજીવનની સફળતાનો પહેલો પાયો છે.

જીવનની સાચી ઈજ્જત સદાચારથી જ થાય છે.

આ સદાચારનો જન્મ સદ્‌વિચારમાંથી થાય છે. સદ્‌વિચારમાં સ્વાર્થત્યાગ, પરમાર્થ વગેરેનો સમાવેશ થાય છે.

અન્ય પાસે જે તે પદાર્થની માગણી કરવાથી માનવી, મોટો નહિ પણ નાનો બને છે, જ્યારે પોતાની પાસેના પદાર્થોનો સ્વેચ્છાએ, ઉલ્લાસપૂર્વક અન્યના હિતમાં ત્યાગ કરવાથી તે કુદરતી રીતે મોટો બની જાય છે.

બદલા કે જાહેરાતની મહેજ પણ અપેક્ષા રાખ્યા સિવાય સૂર્ય જગતને પ્રકાશ આપે છે, ચન્દ્ર શિતળતા બક્ષે છે, સરોવર પાણી આપે છે, વૃક્ષો ફળફૂલ આપે છે અને તેથી જગતમાં તેમની કિંમત અંકાય છે, પરોપ-

કારની વાત નીકળે છે ત્યારે તેમને ભાવપૂર્વક યાદ કરવામાં આવે છે.

મતલબ કે દુર્લભ માનવજીવનની સફળતાં માટે સ્વાર્થ-ત્યાગ અને પરમાર્થપરાયણતા એ માત્ર આવશ્યક નહિ, પરંતુ અનિવાર્ય બની જાય છે.

માનવજીવનને બરબાદ થતું અટકાવવા માટે, તેના પ્રત્યેક કણનો સદુપયોગ કરવાના નિર્ધારપૂર્વક નબળાને દૂર ફગાવી દો, સારાને સાદર ગ્રહણ કરો!

સંસારમાં સારૂં જે કાંઈ મળે છે તે પુણ્યના પ્રભાવે, અને નબળું બધું પાપના ઉદયે ખેંચાઈને માનવીની ચોમેર વિવિધ પ્રકારની વિટંબણાઓરૂપે ગોઠવાઈ જાય છે.

પુણ્ય પણ સદાચારપૂર્ણ જીવન સિવાય નથી બંધાતું એટલે પુણ્યના બહાને, સદાચારપૂર્ણ જીવનને છેહ ન દેવાઈ જાય તેની કાળજી રાખવી જોઈએ.

પુણ્યના ઉદયે મળેલી સંપત્તિ ઉપર મમત્વની મહોર મારે, તે સંપત્તિમાંથી એક કણ પણ બીજાને આપવાની વાત સાંભળતાં જ જે દુઃખી-દુઃખી થાય તે માનવ, મોટે ભાગે દુર્લભ માનવભવ હારી જાય છે.

પોતાને મળેલી સંપત્તિ વડે અનેકની વિપત્તિ દૂર કરવાના પ્રયત્નમાં માનવીની મહત્તા છે. ભાણે બેસીને મનગમતાં ભોજન આરોગતી વખતે પણ તમારા દિલમ

આંગણે આવેલા અભ્યાગતને તિરસ્કાર કરીને હકાલી મૂકવાની હદ સુધીનું પતન આજના સાધન-સંપન્ન લેખાતા માનવોને કઠતું સુદ્ધાં નથી તે શું ઓછી આશ્ચર્યજનક બીના લેખાય?

જ્યારે ગઈ કાલના ભારતમાં એવા ભલા તેમજ ઉદાર શ્રીમંતો વસતા હતા કે, પોતાના દુઃખની વાત લઈને તેમને ત્યાં જવું તે એક ચીંથરેહાલ માણસને પણ સ્વજનને ત્યાં જવા જેટલું સુલભ જણાતું.

એ શ્રીમંતો રાત્રે સૂતા પહેલાં પોતાની જાતે યા પોતાના વિશ્વાસુ માણસો મારફત ગામમાં કોઈ ભૂખ્યું તો નથી ઉંઘી ગયું તેની તપાસ કરાવતા અને તે તપાસને અંતે જે મદદની જરૂરીઆત ઉભી થતી તે પણ તેઓ એવી રીતે પૂરી કરતા કે ન મદદ લેનારનું ગૌરવ ઘટે કે ન પોતાનો અહં વકરે.

યાચકને પોતાનો ઉપકારી માનનારા ઉદારચરિત શ્રીમંતો પણ આ દેશમાં ઓછા નથી જન્મ્યા.

ત્યાગ વગરના જીવનના ભોગવટામાં મોટે ભાગે દુર્ગંધ સિવાય હોય છે પણ શું?

આ ભારતમાં તો આજે પણ એ વ્યસન હોવું જોઈએ કે માનવોએ આપીને ખાવું! પણ એ બને ક્યારે? માનવમાં ઉદારતા હોય ત્યારે.

સ્થૂલ પદાર્થોના માત્ર સંગ્રહ દ્વારા, જીવનનું ગળું ટુંપાવા માંડે છે અને આખા સમાજને તેનો જોરદાર ધક્કો પહોંચે છે. સંગ્રહને અંતે પણ નાશ પામનારા પદાર્થોનો તે નાશ પામે તે પહેલાં સદુપયોગ ન કરવો તે પતનની સ્પષ્ટ નિશાની છે.

"આ સુવાસ મારી છે, એટલે તેના ભોગવટાનો હક્ક પણ મારો જ છે" એમ વિચારીને પુષ્પ જો સુવાસના ભોગવટામાં લપટાય અને તેનો ત્યાગ ચૂકી જાય તો, તેની તે સુવાસ બીજી જ ક્ષણે દુર્ગંધમાં પલટાઈ જાય અને તેનું સઘળું રૂપ ઉપટી જાય, તેજ રીતે પુણ્યબળે મળેલી સંપત્તિના જરા જેટલા પણ ત્યાગના અભાવે માનવજીવન પણ મડદાળ બની જાય છે.

જેમ પુષ્પની કિંમત તેની સુવાસમાં છે, મંદિરનું મુખ્ય મૂર્તિમાં છે, સરોવરની કિંમત જળમાં છે, વૃક્ષોની કિંમત ફળમાં છે, તેમ માનવની કિંમત તેના હૈયામાં રહેલી ઉદારતામાં છે. એ ઉદારતાને આચાર વાટે વ્યક્ત કરવામાં છે અને નહિ કે સંપત્તિના શિખરે માત્ર મહાલવામાં.

આજની દુનિયામાં શ્રીમંતો ઝટ બીજાની આંખે ચઢી જાય છે, તેનું કારણ એ છે કે દુઃખીનું દુઃખ જોઇને તેમનાં દિલ દ્રવતાં નથી.

આમાનું દુઃખ દૂર કરવાનું સાધન તેમજ શક્તિ પોતાની પાસે હોવા છતાં તેનો જરા પણ ઉપયોગ નહિ

## શેઠ શાંતિદાસની ઉદારચરિતતા

એ પુણ્યાત્માનું નામ શેઠ શાંતિદાસ.

જેવા દયાવાન તેવા જ પરગજુ.

તેમની ધર્મશ્રદ્ધા પણ બેનમુન.

તેમનો કારોબાર ઘણો મોટો તેમ છતાં પ્રભુપૂજા, ગુરુવંદન, પ્રતિક્રમણ આદિ ધર્મકાર્યોમાં પૂરેપૂરા નિયમિત.

મેળમાં પાઈની ભૂલ પણ ન ચલાવી લે, જ્યારે લાખની બક્ષીસ આપતાં જરા પણ ન અચકાય.

આવા ઉદારચરિત શેઠ શાંતિદાસ પોતાના નિયમ મુજબ સાંજે પ્રતિક્રમણ કરવા ઉપાશ્રયે ગયા. ગળામાં પાંચ હજારની કિંમતનો રત્નહાર શોભી રહ્યો છે.

પ્રતિક્રમણના પ્રારંભ પૂર્વે તે હાર વગેરે અલંકારો શરીર પરથી ઉતારી દઈને બાજુમાં મૂકી દે છે.

શેઠની જોડે, જિનદાસ નામના એક ગૃહસ્થ કટાસણા ઉપર બેઠા છે. તેમની આર્થિક સ્થિતિ ખૂબ જ નબળી છે. આવતી કાલની ચિંતા તેમને સતાવી રહી છે. એવામાં તેમની નજર, શાંતિદાસ શેઠના હાર તરફ ગઈ અને આવતી કાલની ચિંતાના ભાર તળે દબાએલા તેમના મનમાં થયું કે "લાવ! આ હાર ઉપાડી લઉં." જેથી મારૂં કુટુંબ ભૂખના દુઃખમાંથી ઉગરી જાય, વળી આ હાર જેમનો છે, તે શેઠ ધર્મનિષ્ઠા, ઉદારચરિત્રવાળા

નહિતર બૂમો ન પાડી ઉઠે કે, 'આવા પવિત્ર સ્થાનમાંથી મારો હાર હડપ કરી જનારા હરામીને હું હેરાન કરી મૂકીશ.'

જો તમારો કિંમતી દાગીનો આજ રીતે ચોરાઇ જાય તો તમે શું કરો ?

શાંત બેસી રહો કે ધમાલ કરો ? અરે ! ઉપાશ્રયની બાજુમાં કોઇનું ઘર હોય તો ત્યાંથી જ પોલીસ સ્ટેશને ફોન કરતાં પણ તમે ન અચકાઓ.

જ્યારે કિંમતી હાર ઉપાડી જવા છતાં નથી શેઠની ધીરતા ઘટતી, નથી ગંભીરતા ઓસરતી.

શેઠ, માંડીને શેઠાણીને વાત કરે છે.

આખી વાત શાન્તિપૂર્વક સાંભળ્યા પછી શેઠાણી બોલ્યાં. "હશે, કાંઈ નહિ, હોય તો જાય. લીધો હશે કોઈ ખાસ જરૂરીયાતવાળાએ. પણ આપણે કોઇને વાત કરવી નથી."

કહો ! કેવી ઉદારતા, કેવી ગંભીરતા.

આવા ગુણોવાળી સ્ત્રીઓ વડે ગૃહસ્થાશ્રમો દીપી ઉઠે છે.

પેલી બાજુ જિનદાસ વિચારે છે કે હાર તો લાવ્યો, પણ હવે તેને વેચવો શી રીતે ?

પોલીસને હવાલે ન કરાવી શકત? પરંતુ જ્યાં સાચી ઉદારતા વસતી હોય છે, એવા હૈયામાં ભાગ્યે જ અન્યને સજા કરવા કે કરાવવાની તુચ્છ સંકુચિતતા ડોકિયું કરી શકે છે.

આવી ઉદારતા આજના શ્રીમંતોમાં છે? જિનદાસ જેવી લજ્જાળુતા મુશ્કેલીમાં દિવસો પસાર કરતા આજના માનવો પૈકી કેટલામાં હશે?

## આપતાં શિખો!

માગનારના હાથ નીચે રહે છે તે તો આપણે જાણીએ જ છીએ અને તેથી જ યાચકવૃત્તિને તિરસ્કારવામાં આવે છે. તેમ છતાં પોતાની સામે હાથ ધરનારને ધસીને ના પાડી દેનારા શ્રીમંતો તો યાચકના તિરસ્કાર્ય કૃત્ય કરતાં પણ અધિકતર તિરસ્કારને પાત્ર બની જાય છે.

હોય શ્રીમંત, છતાં કોઇને પણ કશું આપવાની વાત સંભળીને ભડકી ઉઠે, જેમ-તેમ બોલવા માંડે. પોતાના બચાવની યુક્તિઓ અજમાવે તે સાચો શ્રીમંત નથી, પરંતુ શ્રીનો દાસ છે.

સંસારની શોભા પુરુષ છે, પુરુષની શોભા લક્ષ્મી છે, લક્ષ્મીની શોભા દાન છે અને દાનની શોભા સુપાત્ર છે.

ભોગ અને નાશના માર્ગે વહી જાય તે પહેલાં પુણ્યબળે પોતાને મળેલી લક્ષ્મીનો સુપાત્ર દાનાદી પાછળ

સદુપયોગ કરવો તેમાં જ જીવનની શોભા છે, સંસ્કારિતા છે, ઉદારતા છે.

ઉદારતા વગરના જીવનમાં, જીવનનો દેખાવ જરૂર હોય છે; પરંતુ સફળતાના પંથે પરવરતું સાચું જીવન નહિ જ.

માટે કહેવું પડે છે કે ઉદાર બનો! ત્રિવિધ ઉદારતા કેળવો! કોઈનાય કામમાં ઉદારતાપૂર્વક ઊભા નહિ રહેવાની વૃત્તિ તમને અળખા પાડી દેશે; તેના પરિણામે તમને અનેક પ્રત્યે દુર્ભાવ જાગશે આ દુર્ભાવ જીવનને પાયમાલ કરી મૂકશે.

## દિલનો પશ્ચાત્તાપ

હાર ઠેકાણે મૂકયા પછી શેઠ શાંતિદાસને એ વાતનો પસ્તાવો થવા લાગ્યો કે, 'મારા જેવો શ્રીમંત પણ જો પોતાના જ ગામમાં રહેતા પોતાના ધર્મસ્નેહીઓના દુઃખ દૂર કરવામાં આવે અક્ષમ્ય પ્રમાદ સેવતો રહે તો સમાજની દશા શી થાય? જો મેં પોતે શ્રીમંત તરીકેનો મારો ધર્મ બજાવવામાં પ્રમાદ ન સેવ્યો હોત તો મારા જે ધર્મસ્નેહીને ચોરી કરવાની હદ સુધી નીચે ગબડવું પડયું તે ન જ બનત. એટલે તે ચોરી ભલે કરી તેણે, પરંતુ તેના પાપનો ભાગીદાર તો હું પણ ગણાઉં. પશ્ચાત્તાપના પવિત્ર ઝરણામાં પોતાની જાતને પખાળતા

શેઠ ખૂબ ઢીલા પડી ગયા. તેમની આંખો આંસુભીની થઈ ગઈ.

એવામાં એક જ્ઞાની ભગવંત ગામમાં પધાર્યા, શેઠ શાંતિદાસ તેમજ જિનદાસ બંને પ્રતિક્રમણ કરવા ગયા.

શેઠ જિનદાસ અનેક ગૃહસ્થોની હાજરી વચ્ચે ઉપાશ્રયમાં ઊભા થયા. બે હાથ જોડયા અને ગુરુ મહારાજને વિનંતી કરી કે, "સાહેબ મને પ્રાયશ્ચિત્ત આપો."

શેઠને આમ એકાએક ઊભા થએલા જોઇને અનેક ભાગ્યશાળીઓ ચકિત્ત થઈ ગયા.

"શા અપરાધનું પ્રાયશ્ચિત્ત લેવાનું છે?" ગુરુ મહારાજે શેઠને પૂછ્યું.

"સાહેબજી મારા હાથે ધર્મસ્થાનમાંથી ભયંકર ચોરી થઈ ગઈ છે તેનું પ્રાયશ્ચિત્ત હું આપશ્રી પાસે માગું છું."

જિનદાસ શેઠના શબ્દો સાંભળતાંની સાથે જ શેઠ શાંતિદાસ પણ ઊભા થયા અને બે હાથ જોડીને ગુરુ મહારાજને વિનંતી કરી કે, "સાહેબજી, પ્રાયશ્ચિત્ત તેમને નહિ, પણ મને આપો, મારો જ બેપરવાઇને કારણે મારા ધર્મના સગાને હાથે ચોરી થઈ ગઈ એટલે પ્રાયશ્ચિત્તને પાત્ર હું છું નહિ કે ભાઈશ્રી જિનદાસ."

બંને ઉદારચરિત મહાનુભાવોના હૈયાના ભાવ વાંચીને ગુરુ મહારાજે ફરમાવ્યું, 'જાઓ! બંનેના પાપ ધોવાઇ ગયાં. કોઇને પ્રાયશ્ચિત્ત નહિ.'

આવી ઉપકારક છે ઉદારતાની અસર.

એટલે જ વારંવાર યાદ દેવડાવવી પડે છે કે લક્ષ્મીનો મોહ ઉતારી દઇને ઉદાર બનો! લક્ષ્મીના દાસ ન બનો! બનો તો લક્ષ્મીપતિ બનો! તે તમારા પુણ્ય-બળે તમારે ત્યાં આવે છે. નહિ કે ધનતેરસના દિવસે તેની પૂજા કરવાથી.

ઉદારતા એ જીવનની સફળતાનો પહેલો પાયો છે, તો ગંભીરતા એ બીજો પાયો છે.

ગંભીરતા વગરની ઉદારતા ટકતી નથી.

ઉદાર માનવ, ગંભીર પણ હોય, હોવો જોઇએ. તે સિવાય તેની ઉદારતા છીછરી બની જાય.

વાસણ ગમે તેટલું પહોળું હોય પણ જો ઊંડું ન હોય તો તેમાં પડતા પાણીના છાંટા પણ બહાર ઉડવા જ માંડે, તેજ રીતે જે માનવીનું હૈયુ વિશાળ હોય પણ ગંભીર ન હોય તે માનવી, નાની સરખી વાત પણ માગ્યે જ જીરવી શકે.

ઉદાર અને ગંભીર માનવો તો સંપત્તિ તેમજ વિપત્તિમાં સૂર્ય સમો સમભાવ દાખવતા હોય છે.

દેતી કે છાશ લેવા આવેલી બીજી બહેનોને તેની ગંધ સુદ્ધાં ન આવતી.

ભારતીય સંસ્કૃતિના અમૃતમીઠાં ધાવણમાંથી આવા દાનવીરો પેદા થતા, પાશ્ચાત્ય સંસ્કૃતિના પાણી જેવી ધાવણમાંથી ભોગના રોગીઓ જ પેદા થાય ને?

દારૂ, બીડી યા ચાના વ્યસનીને સમયસર દારૂ, બીડી યા ચા નથી મળતી તો તે ઊંચો-નીચો થઈ જાય છે, બગાસાં ખાવા માંડે છે, પગ ઘસે છે, તેમ દાનના વ્યસનીને જે દિવસે દાનને પાત્ર કોઈ વ્યક્તિનો સુયોગ નથી સાંપડતો તે દિવસે તે ખૂબજ નિરાશ બની જાય છે.

કહો! આવા દાનવીરોને દેવતાઓ હાથ ન જોડે?

જોડે, જરૂર જોડે.

પણ આજે તો ધર્મકાર્ય પાછળ પાંચ પૈસા ખર્ચવાની વાત સાંભળીને ભાગ્યશાળીઓ પોતાના વડીલને પૂછવાનું બહાનું આગળ કરીને છટકી જાય છે અને ભોગવિલાસ પાછળ હજારો વેરફતી વખતે સગા ભાઈની પણ સલાહ બીનજરૂરી માને છે.

સાચું કહેશું કે આજના સંસારનું ચિત્ર.

માનવ-આકૃતિઓના **દિન પાછળ જેમની દર**
સાર્થક થાય છે. જેમ -

કસ્તૂરીના ક

દાન, ભોગ અને નાશ.

કાંતો તે પાત્રમાં જશે, કાં ગાત્ર યા ખાત્રમાં.

માનવના હૈયાની ઉદારતાની સુગંધ સાથે સંસારમાં સુવાસ ફેલાવે એવા લક્ષ્મીપતિઓની સમાજને આજે ખરી જરૂર છે. અશરણ તેમજ દીન-દુઃખિયાને, નામ કમાવાની લાલસા સિવાય દાન આપનારા ઘટયા છે, એટલે મનાતા શ્રીમંતો પાસેથી ધન મેળવવા માટે સમારંભો, મેળાવડાઓ, ચેરિટી-શો આદિ રાખવા પડે છે અને શ્રીમંતોને મોટા માને ચઢાવીને તેમની પાસેથી પૈસા કઢાવવા પડે છે તે શું શરમાવા જેવું નથી? દાનના આવા વેપારીઓ વડે આ દેશની મહાસંસ્કૃતિની ઈજ્જત વધશે નહિ પણ ઘટશે જ. કોણ જાણે કેવા પ્રકારની છે આજની લક્ષ્મી કે જે ભોગ અને નાશ સિવાય, ભાગ્યે જ દાન પાછળ સાર્થક થાય છે?

દુઃખીના દિલની વાતો જો સુખી નહિ સાંભળે તો સમાજ-વ્યવસ્થા ટકશે શી રીતે?

આવશ્યક ચીજ-વસ્તુઓના અભાવે સતતપણે આર્ત્ત અને રૌદ્રધ્યાનની આગમાં બળતા માનવોની મદદે દોડી જવાનો પોતાના ધર્મ, જો શ્રીમંતો નહિ બજાવે તો તેઓ હડધૂત થશે અને તેમના પાપે તેમનો સમાજ પણ બદનામ થશે.

સંપત્તિની સુવાસ પરોપકાર વાટે પ્રકટ થાય. પોતે માત્ર પોતાનું જ કરીને બેસી જાય, બીજા તરફ લમણો પણ ન વાળે, એવા માનવો જે સમાજમાં વધવા માંડે છે, તે સમાજની શુદ્ધિ, શક્તિ અને પ્રગતિ અટકી પડે છે એટલું જ નહિ, પરંતુ ભયાનક અવનતિ થાય છે.

## આજની સંસ્કૃતિ

આજની સંસ્કૃતિ ઝેરી છે.

તેના પ્રવાહમાં સ્વાર્થ, વિલાસ અને અહંના પરમાણુઓ સમાએલા છે. એટલે તે જેના કોઠે પડે છે. તે માનવી, દેખાવમાં માનવ રહેતો હોવા છતાં વર્તાવમાં લગભગ દાનવ શો બની જાય છે.

આજની સંસ્કૃતિએ માણસને બહારથી વધુ ઉજળો તેમજ સુઘડ બનાવ્યો છે તેની 'ના' નહિ; પરંતુ તેણે તેજ માણસને અંદરથી એટલો જ મેલો અને અણુઘડ બનાવી દીધો છે.

'જેના હાથમાં એની બાથમાં' એ ન્યાય જો સમાજમાં અમલી બની જશે તો સમાજ ખલાસ થઈ જશે.

વિચારો! સાચો સંપત્તિવાન વિપત્તિને સાંખી શકે? ભલે પછી તે વિપત્તિ ગમે ત્યાં હોય, ગમે તેને હોય. સંપત્તિશૂરા માનવો તો, વિપત્તિનો અંત આણવા પાછળ અણનમ મસ્તકે ઝુઝતા હોય છે.

તેમ છતાં નાક ન હોય તો માનવી બહારથી જ કદરૂપો દેખાય, જ્યારે ઉદાર એવા અસદાચારીનું જીવન તો અંદરથી પણ ગંધાઈ ઉઠે અને સમાજમાં દુર્ગંધ પણ ફેલાવે.

મન તેમજ ઇન્દ્રિયો ઉપરના શકય અંકુશથી જીવનમાં સદાચાર સાકાર બને છે અને પછી સાદાઇ વડે દીપી ઉઠે છે.

ભોગવિલાસ પાછળ વેડફી નાખવા જેટલી જ પોતાના જીવનની કિંમત આંકનારાઓનું અનુકરણ કરશો તો અણમોલ માનવભવ હારી જશો.

આજે કયાં છે એ સાદાઇ કે જે અંદરની વૃત્તિની સ્વચ્છતાનું પ્રતિબિંબ પાડતી હોય?

ખોટી ટાપટીપ અને આછકલાઈ આર્યને શોભે?

શરીરને શણગારનું પુતળું બનાવવાનો મોહ ન રાખશો!

સાદાઈની પાળ તુટશે તો સંયમ જોખમમાં મૂકાઈ જશે. સદાચારરૂપી બંધમાં ગાબડાં પાડવા માંડશે.

સાદાઈ અને સંયમ સિવાય સત્વનો શુદ્ધિ અને વૃદ્ધિ શકય નથી, તે સિવાય જીવનની સફળતા સાધી નહિ શકો, માટે જીવન સાદું રાખો!

... આજની રીતનાં ભોજન સમારંભોમાં એટલું
વિપરીત છે, તેટલું જ એંઠું મૂકાય છે અને તે પણ એક
શિષ્ટાચાર લેખાય છે

જો આવા આચારને તમે શિષ્ટાચાર માનતા થઈ જશો તો થાળી ધોઈને પીનારનો આચાર તમને અશિષ્ટ જણાશે અને તે વ્યક્તિ તરફ તમને આદરભાવ પણ નહિ જ જાગશે.

શરીરને હાથ-પગ સાથે છે તેવો, શિષ્ટ આચાર યાને સદાચારને સંયમ અને સાદાઈ સાથે સંબંધ છે. મોજશોખ પાછળ ધૂમ પૈસા વેરવા અને સત્કાર્ય પાછળ પાંચ રૂપીઆ ખર્ચવાની વાત સાંભળીને ધ્રુજી ઊઠવું, એ ઉદારતા ન કહેવાય.

ધર્મનાં કાર્યોમાં જે ઉદાર દિલે પૈસા આપે છે તે ઉદાર અને જરૂરીઆતો વધારવા પાછળ તેમજ વિલાસને વધુ વેગવંતો બનાવવા પાછળ જે પૈસા ખર્ચે તે ઉડાઉ.

ઉદારતા એ સદ્‌ગુણ છે.

ઉડાઉપણું તે દુર્ગુણ છે.

ઉડાઉપણું અસદાચારનું જ અંગ છે.

સંસાર વધારનારા કાર્યોમાં કૃપણ બનો, સંયમી બનો! સંસારનો ક્ષય કરનારા કાર્યોમાં ઉદાર બનો, અગ્રેસર બનો!

જેટલી કરકસર તમે તમારા અંગત જીવનને શણગારવા તેમજ શોભાવવામાં કરશો તેટલી તે તમને પડતા બચવામાં સહાયક થશે.

## કરકસર છે બીજો ભાઇ

કસરને ગૃહસ્થનો કર પણ કહી શકાય.

કરકસરને કંજુસાઈ સાથે સંબંધ નથી તે નીચેના દાખલાથી સ્પષ્ટ થશે.

કરકસરીઆ એક શેઠ.

પુણ્યના પ્રભાવે તેમને ત્યાં અઢળક ધન હતું. હીરાને રત્નોનાં તો કચોળાં હતાં.

આવા શ્રીમંત શેઠ, એકવાર પોતાના જોડાને તેલ ચોપડવા બેઠા. તેલ ચોપડે પણ એવી રીતે કે તેનું ટીપું પણ નીચે ન પડે.

આ દૃશ્ય શેઠના દીકરાની વહુએ જોયું.

તેને થયું, શું સસરાજી ખરેખર લોભી હશે? પણ ના, પારખા સિવાય કોઇના પણ માટે એકાએક અભિપ્રાય બાંધી દેવો તે ઠીક નહિ.

સસરાજીના સ્વભાવની પરીક્ષા માટે, વહુ, 'માથું ખૂબ જ દુઃખે છે,' કરીને સુઇ ગઈ. ઘણા ઉપચારો કરવા છતાં માથું ઉતરતું નથી.

તેમના માટે પણ વિવેકપૂર્વક સદુપયોગ કરવો જોઇએ તેનું વર્તન; ઉપર મુજબના શેઠના વર્તન સાથે બંધબેસતું થવાનું જ. કારણ કે જેને પરિવાર જ મોટો હોય તે જો ઉડાઉ બની જાય તો તો પરિવારની દશા શી થાય?

માટે જ કહું છું કે સાંસારિક કાર્યોમાં કરકસર કરો! ધર્મના કાર્યોમાં ઉદાર બનો!

સાંસારિક કાર્યો પાછળ તમે વધુ પડતો જે ખર્ચ કરો છો તે આટા-રેણ જાય છે અને તેનાથી જીવનમાં સંસારરસિકતા ફેલાય છે તે જુદી.

સદાચારીનું લક્ષ્ય સદા જીવનની શુદ્ધિ તરફ રહે છે. આત્માના હિત તરફ રહે છે. લક્ષ્મી માટે વિલાસ ખરીદવાની ભૂલ તે ભાગ્યે જ કરે છે.

સદાચારથી આપણી સંસ્કૃતિ ઊંચી આવશે.

ચાવી દીધેલા પૂતળા જેવા હૃદયશૂન્ય તેમજ ઇન્દ્રિયોને ચગાવવામાં ચકચુર માનવો જ્યાં મોટી સંખ્યામાં વસતા હોય છે તે દેશની સંસ્કૃતિનું વિકૃતિમાં રૂપાંતર થાય છે.

આપણી સંસ્કૃતિ ઉદારતા, સદાચાર, સહિષ્ણુતા તેમજ સદ્ભાવનામાં છે.

માટે જીવનમાં સદાચારને વણી લ્યો!

નિષ્ફળ જાય છે. અને તેથી જીવનમાં પણ સફળ થઇ શકતા નથી.

સહિષ્ણુતા એ એવો ગુણ છે કે જો તમે તેને અપનાવશો તો તે તમારા જીવનને શાન્તિ વડે ભરી દેશે અને તેના સિવાય તમારૂં જીવન સતત સંઘર્ષના અખાડા જેવું બની જશે.

સહિષ્ણુતા ખોઇને માનવી શું શું નથી ખોતો?

જેના જીવનમાં સહિષ્ણુતા હોય તે માનવી પોતાના મિત્ર કે શત્રુના બે કડવાં વેણ સાંભળીને આપઘાત કરવાની હદ સુધી પતન પામે ખરો કે? પરંતુ સહિષ્ણુતાના અભાવે આજે આ મહાન દેશમાં આપઘાતના એવા ઘણા બનાવો બની રહ્યા છે કે જેના કારણની શોધ કરતાં તરતજ સમજમાં આવે છે કે એક બીજાને ઓળખવા–આવકારવા તેમજ સાંભળવાની ઉદારતા તેમજ સહિષ્ણુતા હોત તો આવા બનાવો નજ બનવા પામત.

એવો આગ્રહ સેવવો કે જેવા વિચારો મારા છે તેવાજ બધાના હોવા જોઇએ તે બરાબર નથી

આવા આગ્રહના કારણે તમારા વિચારથી ભિન્ન પ્રકારના વિચારવાળા માનવી સાથે તમે સારા વિચારોની આપ લે પણ નહિ કરી શકો અને તમારી સાચી વાત તમે કોઇના ગળે ઉતારી પણ નહિ શકો.

કે આ અરસામાં તેઓના ગામમાં એક મુનિ મહારાજ પધાર્યા. વાત્સલ્યથી ઝરતી તેમની વાણી સાંભળીને સાસુના દિલમાં થયું કે આ પૂજ્ય પુરુષને આપવીતી હકીકત જણાવવાથી મને જરૂર કંઈક ફાયદો થશે.'

આમ વિચારીને તેણે પોતાના ઘરની હકીકત તે મુનિ મહારાજને જણાવી દીધી.

જે વિચાર સાસુને આવ્યો, તેજ વહુને પણ આવ્યો અને વહુએ પણ પોતાની વીતક કથા મુનિરાજને કહી સંભળાવી.

સાસુ અને વહુ બંનેની વાત સાંભળી મુનિરાજ, પરિસ્થિતિનું રહસ્ય સમજી ગયા.

તેમણે વહુને એક દવા આપી અને કહ્યું કે, 'જ્યારે તારી સાસુ તને લઢવા લાગે ત્યારે આ દવા એ રીતે મોંમાં રાખવી કે તે ન તો નીચે ઉતરી જાય કે ન બહાર નીકળી જાય.

પવિત્ર દવાની બાટલી સાથે હરખાતી વહુ ઘેર ગઈ.

જ્યારે તેની સાસુ તેને લઢે છે ત્યારે તે, તે બાટલીમાંની દવા પોતાના મોંમાં રાખે છે. અને મુનિરાજની સૂચના હોવાથી નથી તો તે, તે દવાને ગળા નીચે ઉતરવા દેતી કે નથી બહાર કાઢતી. આવી સતત પરહેજીને કારણે સાસુના મેણાં-ટોણાંનો કશો જ પ્રતિકાર વહુ કરી શકતી નથી. પોતાના દીકરાની વહુનું આવું વિવેકપૂર્ણ વર્તન જોઈને સાસુના મનમાં થયું 'વહુ જો નથી બોલતી

એ બે વાદ કયા તે જાણો છો?

એક બકવાદ અને બીજો તકવાદ.

આ દેશમાં આ બે વાદની બોલબોલ વધી પડવાથી ભારતીય સંસ્કૃતિને ઝાંખપ પહોંચી છે.

જરૂર સિવાય નહિ બોલવાની યથાર્થ રુચિ, જીવનમાં સુરુચિ પેદા કરે છે. જ્યારે બકવાદ માનવીની તુચ્છતા, પોકળતા તેમજ બેજવાબદારીભર્યા વર્તાવની જીવતી જાગતી નિશાની બની રહે છે.

જીવનમાં આગળ વધવા માટે બોલવાનું ઓછું કરી નાખો! જ્યારે બોલો ત્યારે જવાબદારીના ભાન સાથે બોલો! દેશ અને કાળનો વિચાર કરીને બોલો!

વાણીનો આવો સંયમ તમારા જીવનમાં અસાધારણ ફેરફાર કરશે અને તમે આદરના અધિકારી બનશો.

જીવનની સફળતાનો ચોથો પાયો છે સદ્ભાવ.

જેવું મીઠા વગરનું ભોજન તેવું સદ્ભાવ વગરનું જીવન, જેવી તાર વગરની વીણા તેવું સદ્ભાવ વગરનું જીવન. જેવું હવા વગરનું ટાયર તેવું સદ્ભાવ વગરનું જીવન.

**સદ્ભાવ**

સહુ પ્રત્યે સદ્ભાવ રાખો.

તેની શક્તિનો એક અંશ પણ ભાગ્યે જ દુર્ભાવની સેવા પાછળ વેડફાય છે.

રવિકિરણના સ્પર્શે ઝાકળ ઓસરે છે તેમ સદ્ભાવના સ્પર્શે સ્વાર્થભાવ ઓસરે છે, સ્વાર્થભાવ ઓસરે છે એટલે જીવનમાં પરમાર્થભાવ પ્રકટે છે. પરમાર્થના પ્રભાવે કોઈનેય દુઃખી કરવાની વૃત્તિ યા પ્રવૃત્તિ તમારા જીવનમાં જાગશે નહિ.

માનવજીવન અણમોલ છે તો તેનો સંબંધ પણ અણમોલ એવા ગુણરાશિ સાથે થવો જોઇએ, વધવો જોઇએ.

આ ગુણરાશિરૂપ ઉદારતા, સદાચાર, સહિષ્ણુતા અને સદ્ભાવ તમારા જીવનના અંગભૂત બનો!

તમારાં હૈયાં આભ જેવાં ઉદાર બનો!

તમારા જીવનમાં સદાચારની સુવાસ મહેકી ઉઠો!

તમારા શત્રુને પણ પોતાના હૈયાની વરાળ ઠાલવવાનું મન થાય એવી સહિષ્ણુતા તમારા જીવનમાં પ્રકટો!

સદ્ભાવનાં અમી તમારા આચાર અને વિચાર વાટે સર્વત્ર વહેતાં રહો!

બહિર્ભાવ અને દુર્ભાવને તમારા જીવનમાંથી ડેરા તંબુ ઉપાડી ભાગી જવું પડે એવું સત્ત્વસંપન્ન તમારૂં જીવન બનો!

જોનારને જોતાં વેંત પ્રેરક બને એવું જીવન, ઉક્ત ચાર ગુણને તમે તમારા અંગભૂત બનાવશો તો જીવી શકશો.

અને એવા જીવનની સફળતા માટે કદીયે કોઈ સંદેહ મનમાં ન રાખશો !



# ૨: સાચા સુખનો માર્ગ

આજનું વ્યાખ્યાન, 'સાચા સુખનો માર્ગ' એ વિષય પર રાખવામાં આવ્યું છે.

સુખ સહુને પ્રિય છે. દુઃખ સહુને અપ્રિય છે.

મતલબ કે જગતના બધા જીવો ઇચ્છે તો છે સુખ જ, દુઃખ કોઇ જ નથી ઇચ્છતું. પરંતુ જે સુખની પાછળ આજના માનવે દોટ મૂકી છે તે તેને નથી મળવાનું તે હકીકત છે.

માનવીની તૃષા જળથી છીપે છે નહિ કે મૃગજળથી. તૃષાતુર માનવી જળાભાસરૂપ મૃગજળની પાછળ દોડ–દોડ કરીને તરસની સાથોસાથ નિરાશા તેમજ થાક સિવાય કશું જ મેળવી શકતો નથી, તેમ પાંચ ઇન્દ્રિયોને તે–તે પ્રકારના રૂપ–રસાદિ વડે ગમે તેટલી પુષ્ટ કરવામાં આવશે તો પણ તેમાંથી સાચા સુખનો સ્વાદ માનવી નહિ જ મેળવી શકે. કારણ કે નથી તો જગતના જડ પદાર્થોમાં સુખ આપવાની શક્તિ કે નથી તે પદાર્થો વડે પોષાતી ઇન્દ્રિયોમાં સુખ આપવાની શક્તિ.

જેનામાં જે હોય તે તેની પાસેથી મળી શકે યા મેળવી શકાય પરંતુ જે હોય નહિ તે માગો તો ક્યાંથી મળે? અને નહિ મળે એટલે નિરાશ પણ થવું પડે. નિરાશામાંથી દુઃખ ઉત્પન્ન થાય.

વિજ્ઞાને શોધેલાં સાધનો સુખનાં સાધનો છે એવું રખે માનતા! જો એ સુખનાં જ સાધનો હોત, તો જે દેશોમાં આજે એ સાધનો વિપુલ પ્રમાણમાં ઉપયોગમાં આવી રહ્યાં છે ત્યાંના માનવો સુખી હોત પણ ખરેખર એવું કંઇ જ નથી એટલું જ નહિ, પરંતુ અમેરિકા આદિ દેશોની પ્રજા તો એ સાધનોના વિપુલ ગંજ વચ્ચે પણ મનની શાન્તિ માટે વલખા મારી રહી છે.

તાત્પર્ય કે વિજ્ઞાને શોધેલાં સાધનો સુખનાં સાધનો નથી, પણ દુઃખનાં છે. જીવને અધિક પરવશ બનાવનારા છે. દેહભાવ પોષનારાં છે.

બે-ઘડીની મોજને સાચું સુખ માનવાની ભૂલ કરશો તો તેની આકરી સજા તમારે ભોગવવી પડશે.

ઇન્દ્રિયો છે ખપ્પરધારિણી જોગણીઓ જેવી, તેમાં જેટલું હોમશો તેટલું તે સ્વાહા કરી જશે અને તમારા નસીબે સુખને બદલે દુઃખ જ રહેશે.

સાચા સુખ વિષેની ગેરસમજના કારણે, આજના માનવો વધુ દુઃખી બનતા જાય છે.

આ ગેરસમજ દૂર કરવી તે તમારા હાથની વાત છે, અને સાચી 'સમાજને હૈયામાં સ્થિર થવા દેતી તે પણ તમારા હાથની વાત છે.

## સુખ અને સુખાભાસ

સુખ અને સુખાભાસ એ બે વચ્ચેનો ભેદ પારખવાની પૂરી શક્તિ માનવમાં છે. એ શક્તિનો જો તે વિવેકપૂર્વક ઉપયોગ કરતો થાય તો તેનું જીવન સુખધામ બની જાય. સુખ આપનારા મનાતા સાધનોને આધીન બન્યા સિવાય તે આગળ જાય.

સુખ તેનું નામ કે જેમાં દુઃખનો એક અંશ પણ ન હોય.

આવું સો ટચનું સુખ ભોગવવા માટે તમારે સો ટચના માનવ બનવું પડશે.

વિષયોને ખોળે સુખ શોધવું તે ઝેરને અમૃત સમજીને જીભે લગાડવા જેવું છે.

સંસારમાં સાચું સુખ હોત તો અનંતજ્ઞાનીઓએ મોક્ષનો માર્ગ પ્રરૂપ્યો ન હોત.

જેના અંતે દુઃખ છે તેવા સુખને સુખ કહેવાય જ નહિ. એવું ઘણું સુખ આજ સુધી તમે ભોગવ્યું તેમ છતાં તમે સુખી છો એમ તમેજ તમારી છાતી ઉપર હાથ મૂકીને બોલી શકો તેમ છો ખરા?

પરાધીન પ્રજા સ્વતંત્રતાનું સુખ ન માણી શકે તેમ કર્માધીન આત્મા સાચું સુખ ન અનુભવી શકે.

એવું સાચું તેમજ સંપૂર્ણ સુખ એક માત્ર મોક્ષમાં જ છે. જેનો અનુપમ સ્વાદ સર્વકર્મમુક્ત સિદ્ધ ભગવંતો સહજપણે અનુભવી રહ્યા છે.

સહુ ઇચ્છે છે આવું અખંડ સુખ પણ તે સુખને મેળવવા માટે સાધનો જોઇએ

આવાં સાધન પણ પૂર્વપુણ્યના ઉદયે જીવને મળે છે.

## સુખનાં સાધનો

તે સાધનોમાં મન, વચન, કાય અને ધન મુખ્ય ગણાય. મનનો સદુપયોગ સારાસારના વિવેક પાછળ, વચનનો ઉપયોગ હિત-મિત અને પથ્ય એવા સત્યની પાછળ, કાયાનો સદુપયોગ સંયમની સાધના પાછળ અને ધનનો સદુપયોગ દાનની પાછળ કરવાથી માનવીના જીવનમાં સાચા સુખનો સંચાર થાય છે

ધનના મુખ્ય બે પ્રકાર છે.

સ્થૂલ તેમજ સૂક્ષ્મ

સ્થૂલ ધન સાધનાદિરૂપ હોય છે, જ્યારે સૂક્ષ્મ ધન ભાવનારૂપ લેખાય છે. જે મહાત્માઓ સ્થૂલ ધનથી પરની ભૂમિકાને વરેલા હોય છે તેઓ 'ધર્મલાભાદિ' દ્વારા

આ ગેરસમજ દૂર કરવી તે તમારા હાથની વાત છે, અને સાચી 'સમાજને હૈયામાં સ્થિર થવા દેતી તે પણ તમારા હાથની વાત છે.

## સુખ અને સુખાભાસ

સુખ અને સુખાભાસ એ બે વચ્ચેનો ભેદ પારખવાની પૂરી શક્તિ માનવમાં છે. એ શક્તિનો જો તે વિવેકપૂર્વક ઉપયોગ કરતો થાય તો તેનું જીવન સુખધામ બની જાય. સુખ આપનારા મનાતા સાધનોને આધીન બન્યા સિવાય તે આગળ જાય.

સુખ તેનું નામ કે જેમાં દુઃખનો એક અંશ પણ ન હોય.

આવું સો ટચનું સુખ ભોગવવા માટે તમારે સો ટચના માનવ બનવું પડશે.

વિષયોને ખોળે સુખ શોધવું તે ઝેરને અમૃત સમજીને જીભે લગાડવા જેવું છે.

સંસારમાં સાચું સુખ હોત તો અનંતજ્ઞાનીઓએ મોક્ષનો માર્ગ પ્રરૂપ્યો ન હોત.

જેના અંતે દુઃખ છે તેવા સુખને સુખ કહેવાય જ નહિ. એવું ઘણું સુખ આજ સુધી તમે ભોગવ્યું તેમ છતાં તમે સુખી છો એમ તમેજ તમારી છાતી ઉપર હાથ મૂકીને બોલી શકો તેમ છો ખરા?

દુનિયામાં અંધાધુંધી પણ ફેલાવી શકે અને ધારે તો ધર્મનું સામ્રાજ્ય પણ સ્થાપી શકે.

## બુધ્ધિનો ઉપયોગ

માનવીને મળેલી બુદ્ધિ બેધારી તલવાર જેવી છે.

આંધળા સ્વાર્થની એક માત્ર દૃષ્ટિ એ બુદ્ધિમાં જ્યારે પ્રકટે છે, ત્યારે તે દુનિયામાં દાટ વાળી નાખે છે, અને એજ બુદ્ધિમાં જ્યારે પરમાર્થનો પ્રકાશ પ્રકટે છે, ત્યારે તે દુનિયામાં ઉપકારક વાતાવરણ સર્જે છે.

તલવાર હોય પાણીદાર, પણ જો તે બરાબર પકડતાં તેમજ વાપરતાં ન આવડતી હોય તો શું થાય?

તેનો પહેલો ભોગ, વાપરનાર જ બને ને!

એજ રીતે લેખાતો બુદ્ધિશાળી માનવી પણ જો પોતાની તે બુદ્ધિ વડે અલ્પ બુદ્ધિવાળાઓનું શોષણ કરતો રહે તો તેનું જીવતર ઝેર બની જાય.

બુદ્ધિમાંનો સ્વાર્થ માનવીને નીચો પાડે છે. અન્ય માનવો તરફનો તેનો વર્તાવ નિષ્ઠુરતાપૂર્ણ બની રહે છે. અનુભવી પુરુષોએ સ્વાર્થને 'આંધળો' કહ્યો છે તે સાવ સાચું છે.

આવા અંધાપાનો ભોગ બનેલો માનવી, પવિત્રમાં પવિત્ર સંબંધને ઠોકર મારતાં પણ અચકાતો નથી. પોતાના માતાપિતા અને ઉપકારી ગુરુ કરતાં પણ તેને વધુ વહાલો પોતાનો સ્વાર્થ લાગે છે.

પુણ્યાત્માઓની પાત્રતાને પુષ્ટ કરવામાં અમાપ સહાય પ્રદાન કરતા હોય છે.

ઉક્ત સાધનોના જરા જેટલા દુરૂપયોગથી, માનવી દુઃખી થાય છે, થાકે છે, નિરાશ બને છે અને તેના વિચારની ધારા ક્ષીણ તેમજ મ્લાન બની જાય છે.

નક્કી કરે કે અમારે ખંડિત સુખ ન જોઇએ. ઘડીને માટે હસાવીને વર્ષો સુધી રડાવનારૂં સુખ ન જોઇએ. આત્માને કર્માધીન બનાવનારૂં સુખ ન જોઇએ, અન્યની શાન્તિના ભોગે મળનારૂં સુખ ન જોઇએ. શાશ્વત સુખના ધામને પામ્યા પહેલા અમે જંપીશું નહિ. મોહરાજાની સેનાને પરાજીત કરવાનો સાચો જંગ જારી રાખીશું.

શાશ્વત સુખની ભાવના, એક માત્ર માનવભવમાં જ ફળવતી બની શકે છે. એ ભાવનાની પૂર્તિ કાજે બીજાને સુખ આપો! સગવડ આપો! તેના દુઃખને દૂર કરવામાં તમારી પાસે જે શક્તિ હોય તેને સાર્થક કરો!

જેનાં હૈયામાં ઝગહળતો હોય છે સાચા સુખની ભાવનાનો ભાનુ, તે માનવી કોઈનું પણ દુઃખ જોઈને રાજી નથી થતો એટલું જ નહિ; પરંતુ સહુનો મિત્ર બનીને એ જીવનને દીપાવે છે.

આત્મા, સર્વ કર્મનો ક્ષય એક માત્ર માનવદેહના યોગે જ કરી શકે છે, આવા દેહવાળો માનવી જો ધારે તો

## સુખનો માર્ગ

પોતાના સારા માટે પોતાની જાતને જ ધન્યવાદ આપવા અને બૂરા માટે બીજાની નિંદા કરવી એ સાચા સુખનો વ્યાજબી માર્ગ નથી, પરંતુ દુઃખની દુનિયામાં દોરી જનારો ઉન્માર્ગ છે.

બીજાનો બંગલો જોઈને પોતાનું ઝુંપડું તોડી પાડવાની દુર્મતિ પણ આજે ઠેર, ઠેર જોરમાં આવતી જણાય છે. અને તેના કારણે આજનો માનવ, પોતાના આછા-પાતળા સુખ વચ્ચે પણ 'દુઃખી, દુઃખી' દેખાય છે.

ઓછામાં ઓછી સામગ્રી વચ્ચે પણ જો જીવતાં આવડે તો માનવી સુખ–શાન્તિપૂર્વક જીવી શકે. 'સામગ્રી વધે એટલે સુખ વધે અને સામગ્રી ઘટે એટલે સુખ ઘટે' એ સમજને દિલમાંથી દૂર કરી દેજો! નહિતર એ તમને શાન્તિપૂર્વક શ્વાસ પણ નહિ લેવા દે.

જો સ્થૂલ સામગ્રીને સાચા સુખ સાથે પાયાનો સંબંધ હોત તો ત્યાગી બધા દુખી હોત અને રાગી બધા સુખી હોત.

આત્માના ઘરના સુખ સિવાયના કોઈ પણ સુખને સુખ માનવું તે આંગણે દુઃખને નોંતરવા બરાબર છે. તમારે જવું હોય પાલીતાણાજી અને બેસી જાઓ મુંબઈ જતી ગાડીમાં તો શું થાય? પાલીતાણાજીનો ભેટો તમને થાય ખરો કે? તેજ રીતે સાચું સુખ જ્યાં વસેલું છે ને

આવા સ્વાર્થાંધ માનવોને અન્યની મુદ્દલ ચિંતા સ્પર્શતી નથી. લાખોજનો ભૂખે મરતા હોય ત્યારે પણ પોતાના કોઠારમાંનો એક કણ તેને લાખોની જીંદગી કરતાં વધુ વહાલો લાગે છે.

પરમાર્થજન્ય પવિત્રતાને બદલે આજે સ્વાર્થજન્ય મલીનતા ઠેર, ઠેર વધતી જાય છે.

જેઓ સુખી છે તેમને પોતાનું તે સુખ અધૂરૂં લાગે છે અને દુઃખી થાય છે, જેઓ દુઃખી છે તેઓ અલ્પ પણ સુખની લાલસાને કારણે વધુ દુઃખી થાય છે.

નથી ક્યાંય સાચી શાન્તિ કળાતી કે નથી જોવા મળતું સાચું સુખ પ્રાપ્ત સંયોગોમાં સમતાપૂર્વક જીવવાની સાચી કળા તો લુપ્તપ્રાયઃ થઇ ગઈ જણાય છે.

પુણ્યના ઉદયે પ્રતિકૂળતા ઘટે છે, સાનુકૂળતા વધે છે. અને પાપના ઉદયે સાનુકૂળતા ઘટે છે અને પ્રતિકૂળતા વધે છે. કહો! આ ટંકશાળી વચનમાં આજે તમને વિશ્વાસ કેટલો છે?

તમારે જ્યારે જે કાંઈ સહન કરવું પડે ત્યારે તેના માટે જવાબદાર તમારી જાત સિવાય બીજા કોઇને ન ગણશો અને નાનું સરખું પણ જે સુખ અનુભવવા મળે તે દેવ, ગુરુ-ધર્મના જ પ્રભાવે મળે છે એ સત્યને દૃઢપણે હૈયામાં કોતરી દેશો.

એ રીતે ગોઠવવી જોઈએ કે જેની પ્રતિક્રિયામાં કોઈ જીવને તમે દુઃખી કરવા ઈચ્છો છો એવો મલીન આશય રહે નહિ.

અન્યનું સુખ જો તમે સાંખી નહિ શકો તો, સુખી થવાને પાત્ર તમે બની નહિ શકો. સુખ કે જે પુણ્યનું ફળ છે, તે જો તમે ઈચ્છતા હો તો તેના મૂળ સારભૂત ધર્મ તમારા આચાર વિચારમાં વણાઈ જવો જોઈએ.

તત્ત્વની વિચારણા માટે મળેલી બુદ્ધિનો જે વ્યભિચાર આ દેશમાં વધતો જાય છે તે જીવનની પોકળતાની સાથોસાથ હેતુવિહીન. યાન્ત્રિક માનસનો જ મજબૂત એક પુરાવો નથી તો બીજું શું?

જીવનલક્ષ્ય

સાચા સુખની સાધના એજ જેનું જીવનલક્ષ્ય હોય ને માનવ થા પ્રશ્ન તે સાધના માટે મળેલાં સાધનોની કેટલી બધી ઉપેક્ષા કરે એ તમે જાણો છો!

પ્રવાસ માટે ખરીદેલી બે-પાંચ રૂપીઆની ટિકિટ તમે સાચવીને ખીસામાં મૂકો કે ગમે ત્યાં નાખી દો!

તમારો એજ જવાબ છે ને, કે 'સાહેબ, એ તે

આત્માના ઘર તરફ નજર સુદ્ધાં કરવાની દરકાર રાખ્યા સિવાય, તમે પદાર્થોના પુંજમાં તે સુખની શોધ કરતા રહો એટલે તે શું તમને મળી જાય ખરૂં કે?

સાચું સુખ જ્યાં વસેલું છે તે આત્માના ઘર તરફ જવાનો સાચો માર્ગ પણ તમારે જાણી લેવો જોઈએ તે માર્ગ ઉપર ચાલવા માટે તમારે સાચી વિનમ્રતા કેળવવી પડશે ઉદ્દંડ મનોદશા ત્યાં નહિ ચાલે. અહંકારનો સઘળો ભાર પણ તમારે ઉતારી દેવો પડશે.

આવા વર્તનથી તમારો આત્મા કંઈક હળવો બનશે, તમારા પુણ્યમાં વધારો થશે, તેના પ્રભાવે વણમાગ્યું સુખ તમને શોધતું આવશે.

## આજની પરિસ્થિતિ

આજના આત્માઓની પુણ્યાઈ, પરિસ્થિતિ જોતાં ખૂબ પાતળી લાગે છે. અને તેના કારણે સાત સાંધીએ ત્યાં તેર તૂટે એવો હાલ સર્જાય છે. પાતળા આ પુણ્યને પુષ્ટ કરવા માટે તમારે તમારા બધા પ્રાણોને સર્વના કલ્યાણની ભાવનામાં ભાવપૂર્વક સ્નાન કરાવવું જોઈએ. કોઈના ય અહિતમાં તમારા એક પણ પ્રાણનો સીધો કે આડકતરો ટેકો ન રહેવો જોઈએ.

તમે જે સુખ ઇચ્છો છો, તેજ સુખ બધા ઇચ્છે છે, એમ સમજી-વિચારીને તમારે તમારી પ્રવૃત્તિને

તો પછી સાચા સુખની સાધના માટે મળેલાં સાધનોને શું તમે મફતનાં સમજીને ગમે તેમ વેડફી રહ્યા છો ?

માનવ મન-બુદ્ધિ, માનવ તન, માનવ વચન એ બધાં એટલાં બધાં કિંમતી છે કે, ચક્રવર્તી સમ્રાટ પોતે પોતાની બધી જ સંપત્તિ વડે પણ તેમાંને એકને પણ ખરીદી શકે નહિ.

કિંમતી ફાઉન્ટન-પેન કેમ વાપરવી તે તમે જાણો છો અને તેના કરતાં અનેકગુણા મૂલ્યવાન દેહાદિના સદુપયોગ ટાણે, સ્વાર્થને વશ થઇને તમે સાચો માર્ગ ચૂકી જાઓ છો.

જો તમને સુખ ગમતું હોય અને દુઃખ ન ગમતું હોય તો તમારા સુખમાં બીજાને સાથીદાર બનાવો અને બીજાના દુઃખમાં તમે ભાગ પડાવો. સામો માણસ કદાચ ના પાડે તો પણ તેના દુઃખમાં ભાગ પડાવવામાં તમે પાછા ન પાડશો ?

પર માટે પુષ્પ જેવા કોમળ અને પોતાના માટે વજ્ર જેવા કઠણ તમે બની શકશો તો સુખ તમારી છાયા છોડતાં પણ કચવાશે.

જ્યારે તમારો આજનો જીવનરાહ લગભગ અવળો જણાય છે એટલે કે પોતાના માટે જ પોતાની બધી

શરીરનું બળ એ જેવી તેવી વસ્તુ નથી. એ બળનો સદુપયોગ સાચા સુખના માર્ગ ઉપર આગળ વધવા માટે કરવાને બદલે પંચેન્દ્રિયના વિષયો ભોગવવા પાછળ કરવો તે મહાપુણ્યે મળેલા ચિંતામણિ-રત્નનો ઉપયોગ કાગડાને ઉડાડવા પાછળ કરવા બરાબર છે.

શરીરને બહારથી ગમે તેટલું સાચવશો તો પણ અંદરની સાચવણ નહિ હોય તો તે તમને ખરા સમયે સાથ નહિ આપે.

## શરીરના શણગાર:

કુલ-શીલની મર્યાદાના પાલન માટે શરીર ઉપર વસ્ત્રો ધારણ કરવાનાં છે.એ વસ્ત્રો વડે જ શરીરની શોભા વધે છે. એવી જે ગેરસમજ આજે ઠેર, ઠેર જોર પકડતી જાય છે, તે પડતીની એક નિશાની છે.

શરીર એ પ્રદર્શનનું સાધન નથી કે એને સારી રીતે શણગારીને સર્વની સમક્ષ રજુ કરવાની તમને ફરજ પડે. એમ કરવું તે તો વિકૃતિની જ નિશાની છે.

પોતાના કુળ, વય, પરંપરા, સંસ્કૃતિ વગેરેની સ્પષ્ટ પ્રતીતિ કરાવે એ પ્રકારે વસ્ત્રો ધારણ કરશો તો તેનાથી તમને તેમજ તમને જોનારને પણ કંઇક લાભ થશે. ફેશનના નામે આપણી સંસ્કૃતિના ઘણા પ્રદેશોમાં વિકૃતિ દાખલ થઈ છે.

થોડામાંથી થોડું પણ બીજાને આપતાં શિખો! પેટ અને પટારાના પૂજારી બનીને કદીએ સુખ-શાન્તિ અનુભવી નહિ શકો!

હોય કરોડપતિ ને જીવ હોય ભિક્ષુક જેવો તો તેની તે લક્ષ્મીથી તેને પોતાને કે સમાજને સાચો શો લાભ?

દાનરૂપે સન્માર્ગે વહેતું રહે છે ત્યાં સુધી જ સંપત્તિરૂપી ઝરણાનું પાવિત્ર્ય જળવાય છે અને તે ઝરણામાં અનેકને સુખ-શાન્તિ આપવાની યોગ્યતા હોય છે.

તમારા કબજામાંની સંપત્તિમાંથી થોડીક પણ તમે બીજાને ભાવપૂર્વક આપતાં શિખશો તો તમને સુખનો અનુભવ થશે.

## સુખનું ચોથું સાધન :

સુખનું ચોથું સાધન છે વાણી. જે યશ પણ અપાવે. અને ખાસડાં પણ ખવરાવે.

પાણીમાં કેવી શક્તિ છે તે તો તમે જાણો છો ને? જ્યારે વાણીમાં તેના કરતાં પણ અધિક શક્તિ છે. પાણીના મોટા પ્રવાહને સમયસર નાથવામાં ન આવે તો તે કેવા અનર્થો જન્માવે તે પણ તમે જાણો છો, તેજ રીતે પાણી કરતાં અધિક શક્તિવાળા વાણીના પ્રવાહને સંયમ વડે નાથવામાં ન આવે તો તેનાથી વ્યક્તિ તેમજ સમાજને ભારે ધક્કો પહોંચે.

મધ્યમ પ્રકારના માણસો વણિકવૃત્તિવાળા હોય છે. જે રીતે એક વેપારી, ગ્રાહક પાસેથી રૂપીઆ લઈને બદલામાં તેને રૂપીઆનો માલ આપે તે રીતે ઉભય વૃત્તિ-વાળા માનવો, પોતાનું હિત કરનારનું હિત કરવાની ભાવના રાખે છે અને અહિત કરનારનું અહિત કરવાની વૃત્તિ ધરાવે છે.

જ્યારે કનિષ્ઠ પ્રકારના માનવો ડાકુ જેવા હોય છે. ડાકુ નિરપરાધી જનોના જાન, માલ લૂંટી લે છે તેમ આ વૃત્તિવાળા માનવો બીજાનું ખરાબ કરવામાં જ વધુ રસ ધરાવે છે. તેમનાથી કોઈનું સારૂં ખમાતું નથી. ભલાના કરનારનું પણ ભૂંડું આવી જાતના માણસો કરી નાખે છે અને તેનો લવલેશ પસ્તાવો તેમના વદન પર વાંચવા મળતો નથી.

પણ સાચી વાત એ છે કે તમારે સુખી થવું હોય તો તમારે તમારા સુખમાંથી બીજાને અમુક ભાગ આપવો જ પડશે. દુઃખીનું દુઃખ દૂર કરવાની ભાવના સિવાય જીવનમાં સુખનું ઝરણું વહેતું નહિ થઈ શકે.

## ાચું સુખ:

જગતના બધા જીવો ઈચ્છે તો છે સુખ જ, પરંતુ વા જેવું સુખ કયું છે? તે બાબતનો વિવેક બહુ જ ાને હોય છે.

## સુખનો રાજમાર્ગ :

કોઈનું પણ શરીર સદા કાળ ટક્યું નથી, ટકતું નથી, ટકવાનું નથી. માટે એ કાયામાં કદી ન લપટાશો. તેના મોહમાં આત્માને નીચે ન પાડશો.

બને તો ભલામાં ભાગ લો! નહિતર મળેલા માનવજીવનના એક અંશનો પણ બીજાના અહિત પાછળ દુરૂપયોગ નજ કરશો!

મહાસંતોની ભૂમિ ઉપર જન્મ મળ્યો છે તો તેને સફળ કરવા માટે તમારે સર્વના કલ્યાણની ભાવનાને આચારમાં વણવી જોઇએ.નબળા વિચારોને પડખે બેસશો તો તે જીવનને બરબાદ કરી નાખશે.

સારૂં મળે ત્યાંથી ગ્રહણ કરો! શત્રુની પણ નબળી બાજુને સમાજમાં ઉઘાડી પાડવાથી તમને કશો જ લાભ નહિ થાય અને એ નબળાઈના પ્રદર્શનમાંથી બીજાઓને નુકશાન થશે.

જે સુખ ઈચ્છતો હોય તેને બીજાનું સુખ ગમે કે ડંખે? કહો કે ગમે. તો, તમને બીજાનું સુખ ગમે છે ને? એ સુખ અપાવનારો ધર્મ પણ ગમે છે ને?

જેને સુખ જ ગમતું હોય તે માનવી, અન્યનું દુ:ખ જોઇને દુ:ખી થાય કે સુખી? દુ:ખીને ધક્કા મારે તે સુખી કહેવાય કે કઠણ કાળજાનો?

## સુખનો રાજમાર્ગ :

કોઇનું પણ શરીર સદા કાળ ટકયું નથી, ટકતું નથી, ટકવાનું નથી. માટે એ કાયામાં કદી ન લપટાશો. તેના મોહમાં આત્માને નીચે ન પાડશો.

બને તો ભલામાં ભાગ લો! નહિતર મળેલા માનવજીવનના એક અંશનો પણ બીજાના અહિત પાછળ દુરૂપયોગ નજ કરશો!

મહાસંતોની ભૂમિ ઉપર જન્મ મળ્યો છે તો તેને સફળ કરવા માટે તમારે સર્વના કલ્યાણની ભાવનાને આચારમાં વણવી જોઇએ.નબળા વિચારોને પડખે બેસશો તો તે જીવનને બરબાદ કરી નાખશે.

સારૂં મળે ત્યાંથી ગ્રહણ કરો! શત્રુની પણ નબળી બાજુને સમાજમાં ઉઘાડી પાડવાથી તમને કશો જ લાભ નહિ થાય અને એ નબળાઈના પ્રદર્શનમાંથી બીજાઓને નુકશાન થશે.

જે સુખ ઈચ્છતો હોય તેને બીજાનું સુખ ગમે કે ડંખે? કહો કે ગમે. તો, તમને બીજાનું સુખ ગમે છે ને? એ સુખ અપાવનારો ધર્મ પણ ગમે છે ને?

જેને સુખ જ ગમતું હોય તે માનવી, અન્યનું દુઃખ જોઇને દુઃખી થાય કે સુખી? દુઃખીને ધક્કા મારે તે સુખી કહેવાય કે કઠણ કાળજાનો?

સહેજ વાંકું પડે એટલે ય છૂટી જાય એવા તકલાદી સંબંધ તકવાદી જીવનમાંથી જ જન્મ્યા છે ને?

સાચા સંબંધીઓ તો પરસ્પર માટે આભ જેવા ઉદાર હોય. એકમેકની ભૂલને નાની નજરે જોનારા હોય. ધોકાનું માર્યું પાણી જુદું થઈને પણ ભેગું થઈ જાય તેમ અંતરાયના ધોકાનો માર પણ તેમને અલગ પાડવામાં નિષ્ફળ જાય.

સ્નેહના સંબધમાં અંગત અનુકૂળતાને સ્થાન હોઈ નથી. એકબીજાને વધુમાં વધુ અનુકૂળ બનવાની ભાવના પરસ્પરના હૈયામાં મહેકતી હોય છે.

જ્યારે આજના સંસારમાં તો પોતાની સ્થૂ અનુકૂળતાને સહેજ ધક્કો પહોંચે છે એટલે સ્ત્રી; પોતાના પતિથી છૂટા પડવા સુદ્ધાંનો વિચાર કરી શકે છે. અ પોતાની અનુકૂળતાના અંગત ખ્યાલમાં ગળાડૂબ પુરુ પોતાની પત્નીથી અલગ થવાનો નિર્ણય લઈ શકે છે.

કહો! જ્યાં આવાં સ્વાર્થી જોડાં રહેતાં હોય સંસારમાં સુખ–શાન્તિ રહી શકે ?

**નવા નવગ્રહો :**

અંગતતાનો અંચળો ઓઢીને ફરતો આજનો માનવ માનવ તરીકેના એના આચારથી ઘણે નીચે ગબડી ગ છે. 'મારું સાચું' ના મિથ્યા ઘમંડ નીચે તે વધુ દબા

આપ્યું છે તેણે, દુનિયાનું નંદનવનને બદલે કંટકવનમાં રૂપાંતર કરી નાખ્યું છે.

રોજના સો કમાનારના જીવને પણ શાન્તિ નથી ને પરસેવો પાડીને પાંચ કમાનાર પણ અનેક મુસીબતો સહન કરે છે.

આ નવ ગ્રહોની અસરથી દૂર રહેવા માટે ઉદાર બનો, વિવેક કેળવો, માનવની ઇજ્જત કરતાં શિખો. તમારા ખ્યાલની સાથોસાથ બીજાનો ખ્યાલ રાખવાની ભાવના કેળવો.

માત્ર અન્ન-વસ્ત્ર અને આવાસ પૂરતું જ માનવજીવન છે એવું કદી ન સમજશો. જો એવી સમજ તમારા હૈયામાં હોય તો એને તરત દૂર કરી દેજો.

**માનવના પ્રકાર :**

આ દુનિયામાં માનવો અનેક પ્રકારના હોય છે. અનેક તે પ્રકારોનો સમાવેશ મુખ્ય ત્રણ પ્રકારમાં થઈ જાય છે. તે મુખ્ય પ્રકાર એટલે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ.

ઉત્તમ માનવોનો સ્વભાવ ચંદન જેવો હોય છે. જાતે ઘસાય પણ બીજાને સુગંધ આપ્યા સિવાય ન જંપે. એ ઘસારાનો અણુસાર પણ તેમના વદન પર આકાર લઇ શકતો નથી.

પાર નથી. જગતના જીવોને ધર્મનો માર્ગ પણ તેઓથી બતાવે છે.

ત્રિભુવનમાં સર્વ કોઈને તમે નમો અને એક શ્રી અરિહંત પરમાત્માને ન નમો તો તમારો તે નમસ્કાર એકડા વગરના મીંડા જેવો ગણાય. શ્રી અરિહંત ભગવંતો જે ધર્મ પ્રકાશે છે તેની અપ્રમત્તપણે આરાધના કરીને આત્માઓ સિદ્ધિપદને વરે છે, વર્યા છે, તેમજ વરશે.

સિદ્ધિપદ એટલે શિવપદ, જીવના વિકાસનું પરમપદ. એ પદે પહોંચ્યા પછી, જીવ જન્મ-મરણની જંજાળમાંથી છૂટી જાય છે. કાળનો કોઈ કાયદો એ પદને અસર કરી શકતો નથી. અનંત કાળની અખંડ સ્વતન્ત્રતા જીવ એ પદને પામીને ભોગવતો રહે છે.

સાચી સ્વતન્ત્રતા એનું નામ કે જ્યાં રહેનાર પોતે પોતાના તંત્રનો સ્વામી હોય, સેવક નહિ.

કહો ! સ્વતન્ત્ર મનાતા તમે આ વ્યાખ્યા મુજબ સ્વતન્ત્ર છો ? નથી જ.

તમે તો શું પણ અમે ય સાચા અર્થમાં પૂરા સ્વતન્ત્ર આજે તો નથી જ. પણ અમને તે પરતન્ત્રતા ખટકી, કર્માધીનતા અસહ્ય લાગ્યું એટલે અમે શ્રી અરિહંત પરમાત્માએ પ્રકાશેલા સર્વકલ્યાણકર ધર્મનો માર્ગ વિધિ-બહુમાનપૂર્વક સ્વીકારી લીધો.

કેટલાક માનવો આ દુનિયાના સુખને ઈચ્છતા હોય છે, અને તે સુખની ભૂખથી પ્રેરાઈને ધર્મક્રિયા કરે છે, જ્યારે કેટલાક પરલોકના સુખની ઈચ્છાથી ધર્મક્રિયા કરે છે અને કેટલાક વિવેકી આત્માઓ મોક્ષના અવ્યાબાધ સુખને માટે ધર્મક્રિયા કરે છે.

આલોક અને પરલોકનાં સુખ આ જીવે અનેકવાર ભોગવ્યાં છે અને તેનાં ફળ પણ ચાખ્યાં છે એટલે તેમાં લોભાવા જેવું કશું જ નથી એમ હવે તમને, લાગવું જોઈએ.

આલોક અને પરલોકનાં સઘળાં સુખો એક પલ્લામાં મૂકવામાં આવે અને બીજા પલ્લામાં મોક્ષસુખનો એક રતિ જેટલો જ ભાગ મૂકવામાં આવે તો પણ પલ્લું રતિભાર તે સુખવાળું જ નમતું થાય.

અહીંનાં બધાં સુખ કાચી માટીના કુંભ જેવાં છે. એવા તકલાદી સુખની પાછળ, જેના વડે શાશ્વત સુખની સાધના કરી શકાય છે, એવા માનવદેહ, માનવસમય અને માનવબળનો દુરૂપયોગ કરતાં તમારે અટકી જવું જોઈએ, અને શાશ્વત સુખની સાધનામાં જોડાઈ જવું જોઈએ.

**સાચી સ્વતન્ત્રતા :**

ત્રણ લોકમાં સર્વશ્રેષ્ઠ શ્રી અરિહંત ભગવંતો જ છે. શ્રી અરિહંતના ત્રિભુવન ઉપરના ઉપકારનો કોઈ

મહેલ જેવી પણ જેલમાં જે સુખ એક કેદી નથી અનુભવી શકતો, તે સુખ તે પોતાની ઘાસની ઝુંપડીમાં અનુભવી શકે છે, કારણ કે ત્યાં તેની હીલચાલ ઉપર અંકુશ નથી હોતો. તેજ રીતે આલોક અને પરલોકની દોમદોમ સાહ્યબી વચ્ચે પણ મૃત્યુ-જન્મ તેમજ જરાની લટકતી તલવાર તરફ જેનું ધ્યાન રહેતું હોય છે તે આત્માને તે સાહ્યબી લોભાવી નથી શકતી. તેની પાછળ તે પાગલ નથી બનતો.

તાજેતરનો જ આ દાખલો છે.

એક વેપારી-નામ મોહનલાલ. ગામડામાં ઉઘરાણી ગયા. થોડીક ઉઘરાણી પતાવીને પોતાના એક ઘરાકને ઘેર જમવા બેઠા. પહેલો કોળીઓ મોંમાં મૂકયો, અને બીજો મોંમા મૂકવા જાય છે ત્યાં જમણો હાથ ઝલાઈ ગયો. કોળીઓ હાથમાં જ રહી ગયો ને ખટારામાં બેસાડીને તેમને ઘેર લાવ્યા દાકતર બોલાવ્યો. દાકતરે શરીર તપાસીને કહ્યું કે, 'લકવો થયો છે. તરત અમદાવાદ લઈ જાઓ.'

આવી છે કર્મવશ જીવની સ્થિતિ.

**ધર્મ મહાસત્તા:**

કર્મસત્તા ખરેખર ભયંકર છે. ધાર્યું ધૂળમાં મેળવતાં તેને જરાય વાર નથી લાગતી. ઘેર લગ્ન લીધાં હોય,

યાદ રાખો! મનરૂપી રાજહંસને હોય ચારો સદ્‌વિચારરૂપી મોતીનો, એને દુર્વિચારના ઉકરડે જવાનું મન થાય એ બીના માનવ માટે શરમજનક ગણાય

## સુખના અન્ય સાધનો:

સાધુ પુરુષોની સેવા, મૈત્રી આદિ ભાવનાઓ સત્સંગ અને શાસ્ત્રશ્રવણ એ પણ સાચુ સુખ પમાડનાર ઉત્તમ આલંબનો છે.

આ પડતા કાળમા સાધુસંતોની સેવાનો સુયોગ, જીવ, મહાપુણ્યના ઉદયે મેળવી શકે છે. આ સુયોગના પ્રભાવે માનવીમા અંતર્મુખતા ખીલે છે અને સુખ મેળવવા માટે બહાર દોડ દોડ કરવાની અવિદ્યાજન્ય વૃત્તિ અંકુશમાં આવે છે

મહાકાય વડલાની છાયામાં જનારને પંખાની જરૂર નથી રહેતી તેમ સાધુસંતોની નિશ્રા જેમને મળી જાય છે તેમને અપૂર્વ શાન્તિનો અનુભવ થાય છે. સાધુસંતોની નિશ્રાના પ્રભાવે શાસ્ત્રશ્રવણની અનુકૂળતા વધે છે. શાસ્ત્રશ્રવણ આત્મહિતચિંતનનો ખોરાક પૂરો પાડે છે. જીવને પડતો બચાવવાનું બળ જીવનમા પેદા કરે છે. આલોક અને પરલોકના ક્ષણિક સુખોની લાલસા સિવાય, પોતાના ઉપકારી છે, એમ સમજીને સાધુસંતોની સેવામાં પોતાની શક્તિને સાર્થક કરશો, જીવનમાં નવો ઉજાસ રેલાવી શકો.

મનને મૈત્રી આદિ ભાવનાઓમાં રમતું રહેવાનું વ્યસન પડે એવી આંતરિક હવા સત્સંગજન્ય સંસ્કારના પ્રભાવે, તમે તમારા જીવનમાં જન્માવી શકશો. દુર્વિચારનો કાળો કૂચડો મનના મોં ઉપર ફેરવીને તમે જીવનને દીપાવી નહિ શકો!

## આજનો માનવી :

આજના શિક્ષણ-સાહિત્ય અને સીનેમાએ તમારા જીવનમાં જે ગજબની ઉપલપાથલ કરી છે તેનો તમને ખ્યાલ આવે છે ખરો? ભારતીય સંસ્કૃતિના મહાપ્રવાહમાં કેવી કેવી વિકૃતિઓ દાખલ થઈ ગઈ છે તે તમે જાણો છો?

એક કાળે જે પ્રજાને મન, જીવનની પવિત્રતા પ્રાણથી યે પ્યારી હતી, તે પ્રજા આજે ભેળસેળીઆ જીવનને લાડ લડાવવામાં સુખ અનુભવી રહી છે, તે કેવો ગજબનો વિનિપાત ગણાય?

પૂર્વ પુરુષોએ સ્થાપેલી ઉપકારક મર્યાદાઓને બીનજરૂરી બંધન સમજીને ઠુકરાવી દેવામાં તમે જીવનની પવિત્રતાને ઠુકરાવી રહ્યા છો. જીવનની શાન્તિને જાકારો દઈ રહ્યા છો એ સમજાય છે ખરૂં?

ઇન્દ્રિયોની ચળને પંપાળનારો આજનો માનવી, જીવનરૂપી ઈમારતના મૂળમાં લૂણો ચાંપી રહ્યો છે. પ્રકૃતિ અને સંસ્કૃતિ વચ્ચેના ભેદને પારખવાની તેની

શક્તિ લગભગ કુંઠિત થઇ ગઈ છે. ખાદ્યાખાદ્ય, પેયાપેય અને ગમ્યાગમ્ય વિવેક પણ તે ચૂકતો જાય છે.

સંસારની પવિત્રતાની આધારશિલારૂપ નારીના શીલની રક્ષા માટે જે અદ્‌ભુત વ્યવસ્થા આ દેશમાં અગાઉ હતી, તે પણ દિનપ્રતિદિન ભૂંસાતી જાય છે અને તે પણ નારીની જ પ્રગતિના નામે!

દેહને શણગારનું માત્ર સાધન કોઇ ભારતીય નારી અગાઉ મુદ્દલ સમજતી નહિ જાહેરમા ગમેતેમ ફરવાની કુટેવ, ભારતીય નારીના જીવનમાં ઘર કરી શકે તે ઘટના ખૂબ જ ચિંતાજનક ગણાય હૈયાના નિર્મળ ભાવની છાયા નિજ વદન પર લઇને જીવનને દીપાવનારી આર્યકન્યાઓની સાચી શિક્ષણસંસ્થા છે પોતાનું પિયર, નહિ કે આજની રીતની સંસ્થાઓ તેમજ શાળાઓ.

દૂધના વાસણમાં ભૂલથી પણ દહીંનો ફોરો પડી જાય છે, એટલે એમ કહેવાય કે 'દૂધ ફાટી ગયું.' તેજ રીતે જીવનના પવિત્ર પ્રવાહમાં વિકૃતિનો વાયરો દાખલ થાય એટલે તે જીવન પણ તત્કાલ માટે ફાટી ગએલું અથવા મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થઈ ગએલું જ ગણાય.

પાંચ ઇન્દ્રિયોના ભોગની જે ભયાનક દુર્ગંધ વડે આજનું વાયુમંડળ દુષિત થયું છે, તેને શુદ્ધ કરવા માટે, તમારે સદ્બુદ્ધિ આણવી હોય તો પંચ પરમેષ્ઠિ ભગવંતોની ભક્તિમાં જોડાઈ જવું જોઈએ.

સાચા સુખનો એજ સાચો માર્ગ છે.

સીનેમાના નટ-નટીઓના એક પણ વિચારને અડવાથી તમારી પવિત્રતા જરૂર દાઝશે, માટે સત્સંગ દ્વારા સંસ્કૃતિના માર્ગમાં સ્થિર બનવાની ખાસ ભલામણ છે મહાસંતો અને મહાસતીઓના જીવનમાંથી, ઝીલાય તેટલું ઝીલવાથી તમે જીવનને સાર્થક કરી શકશો, જન્મને જીતી શકશો.

આશાના પાશમાં બંધાયા સિવાય, જેના શરણાગતની સર્વ આશાઓ અવશ્ય ફળે છે તે ધર્મની સાચી ભૂખ જીવનમાં જગાડજો, તમારી જે ક્ષણ અધર્મની સોબતમાં પસાર થાય તેનો પસ્તાવો, જો તમારા પ્રાણોમાં ધર્મની ખરી ભૂખ ઉઘડી હશે તો તમને નખ-શિખ હલાવી મૂકશે. તમે દર્પણમાં તમારૂં મોં જોવાની હામ પણ નહિ ભીડી શકો.

મહાપુણ્યે મળેલા તન, મન, વચન, ધન આદિ સાધનોનો સમ્યગ્ પ્રકારે ઉપયોગ કરવાની સન્મતિ તમારા જીવનને અજવાળો! તમે સર્વ પાપનો સમૂળ ઉચ્છેદ કરનારા દેવ-ગુરુ, ધર્મના સાચા શરણાગત બની, મોક્ષના અવ્યાબાધ સુખને પાત્ર બનો!



# ૩: સ્વતન્ત્રતાના માર્ગે આગેકદમ

આજનું વ્યાખ્યાન 'સ્વતન્ત્રતાના માર્ગે આગેકદમ' એ વિષય પર રાખવામાં આવ્યું છે.

આ વિષય એટલા માટે પસંદ કરવામાં આવ્યો છે કે નાનામોટા સહુ આજે સ્વતન્ત્રતાની વાતો કરતાં થાકતા નથી. બહારની દશા તો એવી છે કે જાણે કોઈને સ્વતન્ત્રતા સિવાયની બીજી કોઈ પણ વાતમાં રસ જ ન હોય.

સહુ કહે છે કે, ભારત સ્વતન્ત્ર થયું. માત્ર રાજકીય હકુમતની સ્વતન્ત્રતા એ સાચી સ્વતન્ત્રતા નથી. એને જો તમે સાચી સ્વતન્ત્રતા માનશો તો ખતા ખાશો, પસ્તાશો, માનવજન્મ હારી જશો.

**સાચી સ્વતન્ત્રતા:**

નાનામાં નાના દરેકને સ્વતન્ત્રતા ગમે છે તે સાચું, પણ એ સ્વતન્ત્રતા એટલે શું તે તમે જાણ્યું છે ?

મન ફાવે ત્યાં હરવાફરવાની તેમજ ગમે ત્યારે ગમે તે ખાવાપીવાની છૂટ એ સાચી સ્વતન્ત્રતા નથી, પરંતુ સરિયામ સ્વચ્છન્દતા છે. સાચી સ્વતન્ત્રતાની આગવી તાસીર છે, અનોખી હવા છે. તે હવામાં એ જોમ હોય છે કે તેની અસર નીચે રહેનારા જીવો, બીજા જીવોને પરતન્ત્ર બનાવવાનો વિચાર સુદ્ધાં કરી શકતા નથી અને જીવન એ રીતે વીતાવે છે કે જેથી આત્માનું ભવદાસત્વ ઉત્તરોત્તર ઓછું થતું જાય.

સ્વતન્ત્રતાની તમારી આજની વાતો સ્થૂલ તેમજ એકાંગી છે. તમારી તે વાતોમાં કયાંય આત્મ-સ્વાતન્ત્ર્યનો અણુસાર પણ છે નહિ. ઇન્દ્રિયોના અશ્વોને બેલગામ બનાવી મૂકે એવી સ્વતન્ત્રતા શા કામની? ઉપકારક મર્યાદાઓનો ભંગ કરવાની હદ સુધીના પતનમાં પણ પોતાને સ્વતન્ત્ર સમજવાની છોકરમત તો તમે જ કરી શકો!

સ્વતન્ત્રતાના ઉન્માદમાં પુષ્પ જે પળે, શાખા સાથેનો પોતાનો સંબંધ તોડી નાખે છે, મુક્તવિહારના નાદમાં જળનો પ્રવાહ જે પળે સરિતા સાથેનો પોતાનો સંબંધ તોડી નાખે છે. પ્રગતિની ધૂનમાં નારી જે પળે ઉપકારક નિજ વડીલોની છાયા છોડી દે છે તે પળથી તેમની સ્વતન્ત્રતાની સાચી શરૂઆત નથી થતી, પરંતુ પદભ્રષ્ટતાનો પ્રારંભ થાય છે.

આત્માના બંધનો વધારનારી સ્વતન્ત્રતાને સ્વતન્ત્રતા કહેવી એ 'સ્વતન્ત્રતા' શબ્દનું હડહડતું અપમાન છે.

**પરતન્ત્રતાનો ડંખ :**

કર્માધીન આત્મા વાતવાતમાં પાછો પડે છે. તમારી ભાવના હોય મુંબાઈ જવાની, બેગ-બીસ્તરા પણ બંધાઈ ગયા હોય અને તમે જ એકાએક બિમાર પડી જાઓ તો એ સમયે તમને કયા વિચાર આવે? એવા કે 'આ તાવ ન આવ્યો હોત તો સારું, કે પછી બીજા?'

સાચા સ્વાતન્ત્ર્યપ્રેમીને તો તે સમયે એમ જ થાય કે મારી આ દશા કરનારી કર્મસત્તાનો અંત આણીને જ હું જંપીશ. વાત વાતમાં મારા માર્ગ આડે આવનારી આ સત્તા મને મુદ્દલ માન્ય નથી, સ્વીકાર્ય નથી

આંખમાં એક તણખલું પેસી જાય છે તો તે પણ માનવીને અસ્વસ્થ કરી મૂકે છે અને તેને દૂર કરીને જ તે માનવી જંપે છે. નિરાંતનો દમ ખેંચે છે તો પછી આત્મામાં ઘર કરીને રહેલા કર્મોના કચરાને જ કારણે વાત-વાતમાં સહન કરવી પડતી પરાધીનતા શું તમને નથી ખટકતી?

'હા, ખટકે છે.' એ જો તમારો જવાબ હોય તો મારો તમને એ સવાલ છે કે, તેનો અંત આણવા માટે આજે તમે કઈ પ્રવૃત્તિ આદરી છે?'

એ પરાધીનતાના ડંખને નિર્મૂળ કરવા માટે, અમે સાચી સ્વતન્ત્રતાના માર્ગે અમારા કદમ ઉપાડયા છે. જીવને અધિકાધિક પરાધીન બનાવનાર વિષય અને કષાય-રૂપી કંટકોથી ભરેલાં માર્ગો! અમે સદાને માટે સર્વ પ્રકારે છોડી દીધા છે.

એક કીડીનો ચટકો પણ ઓયકારો બોલાવી દે છે તો કર્મરૂપી કંટક જેમને ખટકતો સુદ્ધાં નથી તેમની જડતા કેવા પ્રકારની ? આત્માની જાગૃતિ યાને સ્વતન્ત્રતાને અવરોધનારી એ જડતાની જડ ઉખેડી નાખવા માટે, સર્વજ્ઞ પરમાત્માએ પ્રકાશેલા માર્ગે કદમ ઉપાડો!

**સાત પપ્પાની પૂજા :**

પૂરા પ્રેમે પ્રભુપૂજા પાછળ પાગલ બનવાને બદલે આજના મોટા ભાગના માનવો સાત પપ્પાની પૂજા પાછળ પાગલ બન્યા છે. તે સાત પપ્પા નીચે મુજબ છે.

પંડ, પૈસો, પત્ની, પુત્ર, પરિવાર, પદ અને પ્રતિષ્ઠા.

વિચારો! પંડની પૂજા પાછળ તમારો રોજનો કેટલો સમય બગડે છે? તમે દરરોજ માફકસરના પાણીથી, સારી રીતે સાબુ ચોળીને તમારા શરીરને સ્નાન કરાવો છો, આ સ્નાન સમયે તમને કયારે ય આત્માને સ્નાન કરાવવાનો વિચાર આવે છે ખરો? આત્માની શુદ્ધિ સિવાય. શરીરની શુદ્ધિ કયાં સુધી ટકવાની છે? જે નાશવંત છે તે શરીર પાસેથી અમર એવા આત્માની

સેવા લેવી જોઈએ કે અમર એવા આત્માને શરીરની સેવામાં રોકવો જોઈએ?

કંઈક તો વિચારો!

શરીરની સફાઈ પાછળ આજ સુધીમાં તમે સેંકડો ટન પાણી વહાવી દીધું, તેમ છતાં તે પૂરા ચોવીસ કલાક માટે, તમને ચોખ્ખું જણાય છે? તો પછી થોડો સમય આત્માની પવિત્રતા પાછળ સાર્થક કરવામાં તમને વાંધો શો નડે છે?

આવી પંડ-પૂજા તમને સર્વત્ર અપૂજ્ય બનાવી દેશે એ ન ભૂલશો!

શરીરનો રોગ તમને જેટલા ચિંતિત બનાવે છે એટલા ચિંતિત તમે ક્યારેય આત્માના રોગ સંબંધી બન્યા છો ખરા? શરીર માટે તમે સારામાં સારા ડૉક્ટર પાસે દોડી જવામાં જરા જેટલો પણ વિલંબ સહન કરી શકતા નથી, જ્યારે આત્માના રોગની સાચી દવા આપનારા પૂજ્ય મહાત્માઓની નિશ્રા સ્વીકારતા તમે તમારી બધી જ અનુકૂળતાઓનો વિચાર કરો છો તે શું સૂચવે છે?

એજ કે આજે તમને જેટલી તમારા શરીરની પડી છે એટલી આત્માની પડી નથી. જો તમને આત્માની પડી હોત તો તમારું જીવન જુદું જ હોત

ધન-પૂજા :

પૈસો એ પૂજવાનો પદાર્થ નથી; પરંતુ પૂજ્યોની પૂજા પાછળ સાર્થક કરવાનું સાધન છે, તેમ છતાં એ પૈસા માટે તમારી બજારોમાં છપનાનું પાપ પોતાના શિરે ઓઢનારા ભાઈઓ પણ વસે છે તે જાણીને અમારા કાળજાં કપાઈ જાય છે.

પ્રભુશાસનને પામેલો આત્મા પૈસા પાછળ આંધળો બને તે તો આ કાળનું એક અચ્છેરૂં જ ગણાય! પૈસો પુણ્યાધીન છે, પુણ્ય ભાવપૂર્વકની દેવ-ગુરૂ તથા ધર્મની આરાધનાના પ્રભાવે બંધાય છે, ભાવપૂર્વકની ધર્મારાધના આત્માની સાચી પ્રભુતા-સ્વતન્ત્રતાને પ્રકટ કરે છે. માટે પ્રભુના સ્થાને પૈસાની પ્રતિષ્ઠા કરવાનો મહાઅપરાધ ન કરશો. નહિતર ત્રણ લોકમાં કયાં ય ઠરીને બેસવાની જગ્યા પણ તમે નહિ મેળવી શકો.

પૈસા માટે, કાળી રાતે વરસાદમાં ગામતરૂં કરતાં તમે હર્ષ અનુભવો છો. જ્યારે આત્માને સ્વતન્ત્ર કરનારી ધાર્મિક ક્રિયા તમે ભાગ્યે જ એવા હર્ષપૂર્વક કરો છો તેનું કારણ તમે કદી વિચાર્યું છે?

મોહને વશ થઈને તમે ભલે પૈસા પાછળ તમારી જાત ઘસી નાખો; તેમ છતાં જો તમારૂં ભોગપુણ્ય પહોંચતું નહિ હોય તો એ પૈસામાંથી એક રાતી પાઈ પણ તમે તમારા માટે નહિ વાપરી શકો.

જેના ચોપડાની, ચિત્રગુપ્તના ચોપડા જેટલી જ ઈજ્જત થતી જેને ખોટો કહેવાની હામ ભલભલા ભડવીર પણ બીડી ન શકતા તે ભારતીય વેપારીના ચોપડાની આજે જાહેરમાં જે બેઈજ્જતી થઈ રહી છે તેનાં કારણોની તપાસમાં તમે કયારેય ઊંડા ઊતર્યા છો ખરા?

માની લઈએ કે આજની સરકાર પાશ્ચાત્ય જીવન-પ્રણાલિને વરેલી છે, એટલે તે ભારતીય જીવન પ્રણાલિને વરેલા આત્માઓની નીતિ-રીતિ માપી શકતી નથી, પરંતુ આજની સરકારના આ ભ્રામક દૃષ્ટિકોણ સિવાય તમારા ચોપડાની બેઈજ્જતી માટે તમે લવલેશ જવાબદાર નથી એમ શું તમે છાતી ઉપર હાથ મૂકીને બોલી શકો એમ છો ખરા?

પૈસાને ન્યાય-નીતિના ગજે ગણીને તમે ગલ્લામાં મૂકો છો કે એમને એમ? પૈસા જેટલી જ પ્યારી તમને પ્રામાણિકતા છે ખરી? પ્રાણીને પરતન્ત્ર બનાવનારી અપ્રામાણિકતા પૈસા માટે તમે આચરી શકો છો તેનો ખેદ તમને થાય છે ખરો?

ત્રણ જગતના નાથ શ્રી અરિહંત પરમાત્માની ભક્તિમાં તમે જે દ્રવ્યો વાપરો છો તે નીતિની જ કમાઈનાં હોવાં જોઈએ તે તો જાણો છો ને? ભક્તિમાં સાચો ભાવ, એ તમારાં દ્રવ્યો નીતિની કમાઈનાં હશે તો જ જન્મ લેશે, દેખાવમાં આવશે.

વસ્ત્ર ચોખ્ખું થાય છે ચોખ્ખા પાણી તેમજ સાબુથી, નહિ કે ખાળકૂંડીના પાણી તેમજ કોલસાથી; તેજ રીતે આત્મા પવિત્ર બને છે શુભ ભાવરૂપી જળ તેમજ શુદ્ધ દ્રવ્યોના વિધિપૂર્વકના અભિષેકથી.

ગમે તેનું દિલ દુભવીને અન્યાયના માર્ગે મેળવેલું દ્રવ્ય તમારા આત્માને વધુ પરતન્ત્ર બનાવશે, તમારા જીવનની શાન્તિ હરામ કરી મૂકશે.

અનીતિની કમાઈના પૈસાથી ખરીદેલાં દ્રવ્યોમાંથી બનેલો ખોરાક પેટમાં જાય છે તો પણ સંસ્કાર તેમજ વિચાર ઉભયની પવિત્રતાને તે અભડાવે છે તે તો તમે જાણો છો ને?

જો કદાચ ન જાણતા હો તો ન્યાય-નીતિને વરેલા ગૃહસ્થને ઘેર એક દિવસ જમજો અને વળતા દિવસે એવા એક ગૃહસ્થને ઘેર જમવા જજો કે જે અનીતિના માર્ગે ધન રળતો હોય. અને એ બંને દિવસો દરમ્યાન કયા દિવસે કેવા વિચારો તમને સ્પર્શી ગયા તેની ઝીણવટભરી તપાસ જો તમે શરૂ કરશો તો તમને તત્કાલ નીતિની કમાણીના દ્રવ્યોમાં રહેલી તાકાતનો સાચો અનુભવ થઇ જશે.

વાપરતાં, વાપરતાં કોળિયામાં કાંકરો આવી જાય છે એટલે મોં કેવું વીલું પડી જાય છે. સમગ્ર દેહતન્ત્ર કેવું હાલી ઉઠે છે તેમ આત્માની સ્વતન્ત્રતાના સાચા

અનુરાગીને અનીતિની કમાઈના દ્રવ્યનો પગ પણ અડે છે કે, તત્કાલ તે બેચેન બની જાય છે. ધર્મની નાડી દવામાં જવા માટે તેના પ્રાણો પોકાર પાડે છે.

સ્વતન્ત્રતાની વાતો કરનારને, પરતન્ત્રતા તરફ ધસડી જનારું વર્તન શોભે ખરું? પરંતુ સાચી સ્વતન્ત્રતાની પાયાની સમજના અભાવે આજના મોટા ભાગના માનવો, સ્વતન્ત્રતાની માત્ર વાતો જ માંડતા હોય છે, અને તેમનાં વર્તન, આત્માને વધુ પરાધીન બનાવે તેવા હોય છે.

પદ અને પૈસા પાછળ પાગલ બનનારના જીવનમાં ઓગપુણ્ય વિના કેવા, કેવા કરુણ પ્રસંગો ઊભા થાય છે તે નીચેના દૃષ્ટાંતથી સમજી શકાશે.

પૂર્વ આફ્રિકાના એક મોટા શહેરના એક સ્ટેશન માસ્તર, નવરાશના સમયે લોટરી રમવાનો તેમને શોખ. તેમની સાથે સાંધાવાળાના પૈસા રોકતા પણ ખરા. ભાગ્યયોગે લોટરીમાં રૂપીઆ હજાર તે સાંધાવાળાને મળ્યા. મોટીનું ઇનામ હાથમાં આવ્યું એટલે તેને અનેક જાતના તરંગિતરંગ આવવા લાગ્યા. આ પૈસા હું કેટમાં કાંઈ વાપરું. આમાં ઘણાં પીનારાઓ વગેરે વગેરે કેટલા જન. પૂર્વે એક પાર્ટી આપવાનો વિચાર તેના મનમાં આવ્યો. અમુક દિવસે આ-પાર્ટી યોજવાનું નક્કી પણ કરી દીધું.

દિવસો હતા ઠંડીના. માસ્તરની સાથે રહેતી સાંધાવાળાની પત્ની પાણી ભરવા ગએલી. તેની દીકરી ઓરડાને ગરમ રાખવા માટે સગડીમાં નકામા કાગળો હોમી રહી છે. કાગળીઆ ખૂટી ગયા એટલે તેણે આમ-તેમ નજર નાખી, તેવામાં પેલું હજાર રૂપીઆવાળું બંડલ તેની નજરે ચઢ્યું. અણસમજુ તે બાલિકાએ તે બંડલ સગડીમાં હોમી દીધું. નોટોની રાખ થઈ ગઈ. એટલામાં બજારમાં ગએલા સાંધાવાળો ત્યાં આવી પહોંચ્યો. તેણે બંડલની તપાસ કરી. બંડલ ન મળ્યું. એટલે પોતાની છોકરીને પૂછ્યું. છોકરીએ જેવો હતો તેવો જવાબ આપી દીધો. છોકરીના જવાબથી સાંધાવાળો રાતોપીળો બની ગયો ગુસ્સો તેના કાબુમાં ન રહ્યો; તેણે જોરથી પોતાની છોકરીને લાત મારી દીધી. તે લાત પેઢુમાં વાગવાથી છોકરી મરી ગઈ. ઘરમાં હોહા થઇ ગઇ તે હોહાની અસરથી પાણીના ટબમાં નાહી રહેલો તે સાંધાવાળાનો નાનો છોકરો તે ટબમાં ગુંગળાઈ ગયો ને મરણને શરણ થયો.

બોલો ! આવા પૈસાની પાછળ પાગલ બનાય? જીવનની પવિત્રતાને હોડમાં મૂકાય? આત્માની અસલિયતને છેહ દેવાય?

ત્રણ લોક અને ત્રણ કાળમાં અચળ છે એક માત્ર ધર્મ. તે ધર્મની ભાવપૂર્વકની આરાધના દ્વારા આત્માની સ્વતન્ત્રતા હાંસલ કરી શકાય છે. એ ધર્મના ભોગે પં

આત્માનું જુઓ! તેના માટે શાસ્ત્રરૂપી દર્પણમાં મનની આંખને બરાબર પરોવો.

પ્રદર્શન તો વેચવાની વસ્તુનાં હોય.

માનવદેહ અણમોલ તો લેખાય જો તમે તેના વડે આત્માની સ્વતન્ત્રતાને હાંસલ કરવાની ધર્મધ્યાનાદિ પ્રવૃત્તિ આદરી શકો, નહિતર એજ દેહ પશુથી પણ બદતર બની રહે.

શરીરમાં જેટલી રોમરાજી છે એટલા રોગો છે. પરંતુ પુણ્યના પ્રભાવે તે અંકુશમાં રહેતા હોય છે. છ ખંડના સ્વામી સનત્કુમાર ચક્રવર્તીનું રૂપ અને તે રૂપનો તેમને ચઢેલો મદ જગજાહેર છે.

સનત્કુમાર સ્નાનગૃહમાં બેઠા છે. ઉઘાડા તેમના દેહમાંથી રૂપ વરસી રહ્યું છે. બ્રાહ્મણનો વેશ ધારણ કરીને આવેલા દેવો તે રૂપ જોઈને ચકિત થઇ જાય છે. તેમને થયું કે દેવલોકમાં આપણે સાંભળેલી ચક્રવર્તીના રૂપની પ્રશંસા સાવ સાચી છે. આપણો ફેરો સફળ થયો. ચક્રવર્તીના રૂપથી અંજાઇને બ્રાહ્મણરૂપધારી તે દેવોએ ચક્રવર્તી સમક્ષ તેના રૂપના ખૂબ વખાણ કર્યાં, વખાણ સાંભળતાંની સાથે જ ચક્રવર્તી પગથિયું ચૂકી ગયા. તેમને રૂપનો મદ સ્પર્શી ગયો. તે મદમાં ને મદમાં તેમનાથી બોલાઈ ગયું કે 'મારૂં રૂપ જ જોવું હોય તો હું જ્યારે સર્વ વસ્ત્રાલંકાર ધારણ કરીને સિંહાસને આરૂઢ થાઉં ત્યારે જો જો.'

કરવાની શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના પાલન માટે તમે આજ સુધીમાં શું શું કર્યું? તેનો જો તમે તટસ્થપણે વિચાર કરશો તો તમને તમારી જાત પ્રત્યે જરૂર નફરત પેદા થશે.

આર્યને છાજે આત્માની સ્વતન્ત્રતાનાં અરમાન, પંડ, પૈસા પરિવાર એ વગેરે પાછળ એ વિવેકપૂર્વક જ પગલાં ભરે. આત્માના હિતને સહુના હિત સાથે સંબંધ છે એ સત્યને હૃદયમાં સ્થાપિત કરીને તમારે આત્મ સ્વાતન્ત્ર્યને સર્વથા અનુરૂપ જીવન શરૂ કરવું જોઇએ.

દેહભાવને મનમાંથી દૂર કરીને ત્યાં આત્મભાવ સ્થાપવો જોઇએ. પુષ્ટ થએલો આત્માને દેહભાવ વારંવાર ભવરૂપી પિંજરામાં ધકેલી દેવારૂપે પરિણમશે, જ્યારે આત્મભાવની આછી પણ અસર તમને સર્વત્ર સગી માતા કરતાં પણ સવાયા સ્નેહથી સાચવશે.

## સ્વપ્નાની સુખડી :

આ સંસારના સુખભોગ અને રંગરાગ સ્વપ્નાની સુખડી જેવા છે. ગમે તેવી પણ ભૂખ, સ્વપ્નમાં ખાધેલી સુખડીથી ભાગતી નથી, તેમ સંસારના ગમે તેવા પણ રંગરાગ આત્માને સાચા સુખનો અનુભવ કરાવી શકતા નથી. વા-વીજનાં તોફાન, સૂર્યને સ્પર્શી શકતાં ન હોવા છતાં, સૂર્યના જગત સાથેના સંબંધમાં તીવ્ર અંતરાય પેદા કરે છે તેમ ઇન્દ્રિયોના રંગરાગ આત્માના એક પણ

કરવાની શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના પાલન માટે ત
આજ સુધીમાં શું શું કર્યું ? તેનો જો તમે તટસ્થપ
વિચાર કરશો તો તમને તમારી જાત પ્રત્યે જરૂર નફર
પેદા થશે.

આર્યને છાજે આત્માની સ્વતન્ત્રતાનાં અરમાન
પંડ, પૈસા પરિવાર એ વગેરે પાછળ એ વિવેકપૂર્વક જ
પગલાં ભરે. આત્માના હિતને સહુના હિત સાથે સંબંધ
છે એ સત્યને હૃદયમાં સ્થાપિત કરીને તમારે આત્મ
સ્વાતન્ત્ર્યને સર્વથા અનુરૂપ જીવન શરૂ કરવું જોઈએ.

દેહભાવને મનમાંથી દૂર કરીને ત્યાં આત્મભાવ સ્થાપવો જોઈએ. પુષ્ટ થએલો આત્માને દેહભાવ વારંવાર ભવરૂપી પિંજરામાં ધકેલી દેવારૂપે પરિણમશે, જ્યારે આત્મભાવની આછી પણ અસર તમને સર્વત્ર સગી માતા કરતાં પણ સવાયા સ્નેહથી સાચવશે.

## સ્વપ્નાની સુખડી :

આ સંસારના સુખભોગ અને રંગરાગ સ્વપ્નાની સુખડી જેવા છે. ગમે તેવી પણ ભૂખ, સ્વપ્નમાં ખાધેલી સુખડીથી ભાગતી નથી, તેમ સંસારના ગમે તેવા પણ રંગરાગ આત્માને સાચા સુખનો અનુભવ કરાવી શકતા નથી. વા-વીજનાં તોફાન, સૂર્યને સ્પર્શી શકતાં ન હોવા છતાં, સૂર્યના જગત સાથેના સંબંધમાં તીવ્ર અંતરાય પેદા કરે છે તેમ ઇન્દ્રિયોના રંગરાગ આત્માના એક પણ

જે મહાન તે સિકંદર પણ પોતાના અગણિત પાપકૃત્યોને કારણે મરણ ટાણે 'બિચારો' બની ગયો.

માટે કહીએ છીએ કે પૂર્વ પુણ્યના ઉદયે મળેલી સાધન સામગ્રી તેમજ શક્તિ ઉપર મમત્વની મહોર ન મારશો! મમતા મારક છે. એ તમને સહુના શત્રુ બનાવી દેશે અને અણીના સમયે સામું પણ નહિ જુએ. પત્ની, પુત્ર તેમજ પરિવાર પૂરતું બંધિયાર જીવન જીવવા જશો તો એ જીવનની દશા બંધિયાર જળાશય જેવી થઈ જશે. અંદરની પવિત્રતા આસ્તે, આસ્તે દુર્ગંધમાં બદલાઈ જશે.

માઝા ત્યાગમાં છે, નહિ કે રાગમાં.

મારૂં મારશે, અ-મારૂં તારશે.

વસ્તુ ઉપરનો મોહ તમારી પાસે ન કરવાનાં પાપ કરાવશે, તમારા આત્માને અધિક પરાધીન બનાવશે, જ્યારે તેજ વસ્તુ ઉપર જો તમે મમત્વની મહોર નહિ મારો તો તમારા હૈયામાં તેના માટે મોહ પેદા પણ નહિ થાય અને તમે તેના માટે પાપાવૃત્તિ સેવવાની હદ સુધી નીચા પણ નહિ ઉતરો.

ઓછા સગાવાળું બંધિયાર જીવન અને જગત અમને અકારૂં લાગ્યું એટલે ત્રણ જગતના બધા જ જીવો સાથે સાચી સગાઈ સાંધી આપનારા ધર્મને અમે ચઢતા પરિણામે ત્રિવિધે સમર્પિત થયા. સમર્પણમાં આત્મ-સ્વાન્ત્યની ખરી ખુમારી અનુભવી શકાય છે.

જે મહાન તે સિકંદર પણ પોતાના અગણિત પાપકૃત્યોને કારણે મરણ ટાણે ‘ભિખારો’ બની ગયો.

માટે કહીએ છીએ કે પૂર્વ પુણ્યના ઉદયે મળેલી સાધન સામગ્રી તેમજ શક્તિ ઉપર મમત્વની મહોર ન મારશો! મમતા મારક છે. એ તમને સહુના શત્રુ બનાવી દેશે અને અણિના સમયે સામું પણ નહિ જુએ. પત્ની, પુત્ર તેમજ પરિવાર પૂરતું બંધિયાર જીવન જીવવા જશો તો એ જીવનની દશા બંધિયાર જળાશય જેવી થઈ જશે. અંદરની પવિત્રતા આસ્તે, આસ્તે દુર્ગંધમાં બદલાઈ જશે.

માઝા ત્યાગમાં છે, નહિ કે રાગમાં.

મારૂં મારશે, અ–મારૂં તારશે.

વસ્તુ ઉપરનો મોહ તમારી પાસે ન કરવાનાં પાપ કરાવશે, તમારા આત્માને અધિક પરાધીન બનાવશે, જ્યારે તેજ વસ્તુ ઉપર જો તમે મમત્વની મહોર નહિ મારો તો તમારા હૈયામાં તેના માટે મોહ પેદા પણ નહિ થાય અને તમે તેના માટે પાપાવૃત્તિ સેવવાની હદ સુધી નીચા પણ નહિ ઉતરો.

ઓછા સગાવાળું બંધિયાર જીવન અને જગત અમને અકારૂં લાગ્યું એટલે ત્રણ જગતના બધા જ જીવો સાથે સાચી સગાઈ સાંધી આપનારા ધર્મને અમે ચઢતા પરિણામે ત્રિવિધે સમર્પિત થયા. સમર્પણમાં આત્મ-સ્વાતન્ત્ર્યની ખરી ખુમારી અનુભવી શકાય છે.

ભારતીય સંસ્કૃતિ, સ્થૂલ પદાર્થોનો ઉપયોગ દેવ, ગુરુ, ધર્મની ભક્તિ પાછળ કરવા ઉપર જ ભાર મૂકે છે. જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ એ પદાર્થોના ઉપયોગ દ્વારા પાંચ ઇન્દ્રિયોને બહેકાવી મૂકવાના મુદ્દા ઉપર ભાર મૂકે છે. પાંચ ઇન્દ્રિયો બહેકી જશે તો તમારૂં જીવન બે-તાલ બની જશે, મનની શાન્તિ લૂંટાઈ જશે અને આત્માનો વિચાર કરવા જેટલી સ્થિરતા પણ તમારા માટે સ્વપ્નવત્ બની જશે.

ઘણાને પદવીનો મોહ હોય છે. પદવી મેળવવા માટે ગુલામ જેવું વર્તન કરતાં પણ એવા માણસો અચકાતા નથી.

મોહ રાખવો હોય તો શાશ્વત પદનો રાખો! કોણ ના પાડે છે? એ પદથી અધિક ઊંચું કોઈ પદ સમગ્ર વિશ્વમાં નથી. એ પદે પહોંચશો તો કાળ પણ તમને નહિ અડી શકે. દેહનો કોઈ દંડ તમારે ભરવો નહિ પડે. કદી ઘટવધ ન થાય એવું અવ્યાબાધ સુખ એ પદે પહોંચીને તમે ભોગવી શકશો. અને એ સુખ પણ કેવું તે જાણો છો?

ન જાણતા હો તો જાણી લો કે સર્વતન્ત્ર સ્વતન્ત્ર આત્માના જ ઘરનું એ સુખ હોય છે. બહારના કોઈ પદાર્થ સાથે એ સુખને લવલેશ સંબંધ હોતો નથી.

ભારતીય સંસ્કૃતિ, સ્થૂલ પદાર્થોનો ઉપયોગ દેવ, ગુરુ, ધર્મની ભક્તિ પાછળ કરવા ઉપર જ ભાર મૂકે છે. જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ એ પદાર્થોના ઉપયોગ દ્વારા પાંચ ઇન્દ્રિયોને બહેકાવી મૂકવાના મુદ્દા ઉપર ભાર મૂકે છે. પાંચ ઇન્દ્રિયો બહેકી જશે તો તમારૂં જીવન બે-તાલ બની જશે, મનની શાન્તિ લૂંટાઈ જશે અને આત્માનો વિચાર કરવા જેટલી સ્થિરતા પણ તમારા માટે સ્વપ્નવત્ બની જશે.

ઘણાને પદવીનો મોહ હોય છે. પદવી મેળવવા માટે ગુલામ જેવું વર્તન કરતાં પણ એવા માણસો અચકાતા નથી.

મોહ રાખવો હોય તો શાશ્વત પદનો રાખો! કોણ ના પાડે છે? એ પદથી અધિક ઊંચું કોઈ પદ સમગ્ર વિશ્વમાં નથી. એ પદે પહોંચશો તો કાળ પણ તમને નહિ અડી શકે. દેહનો કોઈ દંડ તમારે ભરવો નહિ પડે. કદી ઘટવધ ન થાય એવું અવ્યાબાધ સુખ એ પદે પહોંચીને તમે ભોગવી શકશો. અને એ સુખ પણ કેવું તે જાણો છો?

ન જાણતા હો તો જાણી લો કે સર્વતન્ત્ર સ્વતન્ત્ર આત્માના જ ઘરનું એ સુખ હોય છે. બહારના કોઈ પદાર્થ સાથે એ સુખને લવલેશ સંબંધ હોતો નથી.

ભારતીય સંસ્કૃતિ, સ્થૂલ પદાર્થોનો ઉપયોગ દેવ, ગુરુ, ધર્મની ભક્તિ પાછળ કરવા ઉપર જ ભાર મૂકે છે. જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ એ પદાર્થોના ઉપયોગ દ્વારા પાંચ ઇન્દ્રિયોને બહેકાવી મૂકવાના મુદ્દા ઉપર ભાર મૂકે છે. પાંચ ઇન્દ્રિયો બહેકી જશે તો તમારું જીવન બે-તાલ બની જશે, મનની શાન્તિ લૂંટાઈ જશે અને આત્માનો વિચાર કરવા જેટલી સ્થિરતા પણ તમારા માટે સ્વમવત્ બની જશે.

ઘણાને પદવીનો મોહ હોય છે. પદવી મેળવવા માટે ગુલામ જેવું વર્તન કરતાં પણ એવા માણસો અચકાતા નથી.

મોહ રાખવો હોય તો શાશ્વત પદનો રાખો! કોણ ના પાડે છે? એ પદથી અધિક ઊંચું કોઈ પદ સમગ્ર વિશ્વમાં નથી. એ પદે પહોંચશો તો કાળ પણ તમને નહિ અડી શકે. દેહનો કોઈ દંડ તમારે ભરવો નહિ પડે. કદી ઘટવધ ન થાય એવું અવ્યાબાધ સુખ એ પદે પહોંચીને તમે ભોગવી શકશો. અને એ સુખ પણ કેવું તે જાણો છો?

ન જાણતા હો તો જાણી લો કે સર્વતન્ત્ર સ્વતન્ત્ર આત્માના જ ઘરનું એ સુખ હોય છે. બહારના કોઈ પદાર્થ સાથે એ સુખને લવલેશ સંબંધ હોતો નથી.

ભારતીય સંસ્કૃતિ, સ્થૂલ પદાર્થોનો ઉપયોગ દેવ, ગુરુ, ધર્મની ભક્તિ પાછળ કરવા ઉપર જ ભાર મૂકે છે. જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ એ પદાર્થોના ઉપયોગ દ્વારા પાંચ ઇન્દ્રિયોને બહેકાવી મૂકવાના મુદ્દા ઉપર ભાર મૂકે છે. પાંચ ઇન્દ્રિયો બહેકી જશે તો તમારું જીવન બે-તાલ બની જશે, મનની શાન્તિ લૂંટાઈ જશે અને આત્માનો વિચાર કરવા જેટલી સ્થિરતા પણ તમારા માટે સ્વપ્નવત્ બની જશે.

ઘણાને પદવીનો મોહ હોય છે. પદવી મેળવવા માટે ગુલામ જેવું વર્તન કરતાં પણ એવા માણસો અચકાતા નથી.

મોહ રાખવો હોય તો શાશ્વત પદનો રાખો! કોણ ના પાડે છે? એ પદથી અધિક ઊંચું કોઈ પદ સમગ્ર વિશ્વમાં નથી. એ પદે પહોંચશો તો કાળ પણ તમને નહિ અડી શકે. દેહનો કોઈ દંડ તમારે ભરવો નહિ પડે. કદી ઘટવધ ન થાય એવું અવ્યાબાધ સુખ એ પદે પહોંચીને તમે ભોગવી શકશો. અને એ સુખ પણ કેવું તે જાણો છો?

ન જાણતા હો તો જાણી લો કે સર્વતન્ત્ર સ્વતન્ત્ર આત્માના જ ઘરનું એ સુખ હોય છે. બહારના કોઈ પદાર્થ સાથે એ સુખને લવલેશ સંબંધ હોતો નથી.

માટેના ન્યાયપૂર્ણ સત્કાર્યમાં તમે જોડાઈ જાઓ! જુઓ, જગત તમારી વાહવાહ કરે છે કે નહિ?

સમ્રાટ વિક્રમાદિત્ય ગયા અને છતાં તેમનું નામ રહ્યું, તેનું કારણ શું?

એજ ને કે તેઓ પરદુઃખભંજક હતા.

તમને તમારૂં દુઃખ જેટલું સાલે છે એટલું પારકાનું દુઃખ સાલે છે? પારકા દુઃખે દુઃખી થવાની સાત્ત્વિકતા જો તમે નહિ પ્રકટાવી શકો તો ધર્મના માર્ગે આગળ વધીને સાચી સ્વતન્ત્રતા હાંસલ પણ નહિ કરી શકો. 'પાડોશીનાં પિત્તળનાં અને મારો બચ્ચુ સોનાનો' એ ન્યાય સાચી સ્વતન્ત્રતાના માર્ગમાં હરગીઝ નહિ નભે, માટે દિલના દિલાવર બનો. વાણી વાટે મધુરતા વહેવા દો. કડવા વેણ કાઢીને બીજાને હલકો ન પાડો.

જેને પ્રતિષ્ઠા પ્યારી હોય છે તે બીજાની બેઇજ્જતી કરી ન શકે એમ મનોવિજ્ઞાન કહે છે, પરંતુ પ્રતિષ્ઠાને બદલે પ્રતિષ્ઠાના અહં પાછળ પાગલ માનવો એમ જ સમજતા હોય છે કે બીજાને હલકી નજરે જોવાથી પોતાની મહત્તા ઇજ્જત વગેરે સ્થાપિત કરી શકાય છે પણ એટલું તો વિચારો કે જે પળે તમે સામાને હલકી નજરે જુઓ છો, તેજ પળે નજરને નીચે લઈ જવારૂપ પતનના તમે ભાગી બનો છો, જ્યારે સામાનું તેનાથી કાંઇ જ બગડતું નથી.

માટેના ન્યાયપૂર્ણ સત્કાર્યમાં તમે જોડાઈ જાઓ! જુઓ, જગત તમારી વાહવાહ કરે છે કે નહિ?

સમ્રાટ વિક્રમાદિત્ય ગયા અને છતાં તેમનું નામ રહ્યું, તેનું કારણ શું?

એજ ને કે તેઓ પરદુ:ખભંજક હતા.

તમને તમારૂં દુ:ખ જેટલું સાલે છે એટલું પારકાનું દુ:ખ સાલે છે? પારકા દુ:ખે દુ:ખી થવાની સાત્વિકતા જો તમે નહિ પ્રકટાવી શકો તો ધર્મના માર્ગે આગળ વધીને સાચી સ્વતન્ત્રતા હાંસલ પણ નહિ કરી શકો. 'પાડોશીનાં પિત્તળનાં અને મારો બચુ સોનાનો' એ ન્યાય સાચી સ્વતન્ત્રતાના માર્ગમાં હરગીઝ નહિ નભે, માટે દિલના દિલાવર બનો. વાણી વાટે મધુરતા વહેવા દો. કડવા વેણ કાઢીને બીજાને હલકો ન પાડો.

જેને પ્રતિષ્ઠા પ્યારી હોય છે તે બીજાની બેઇજ્જતી કરી ન શકે એમ મનોવિજ્ઞાન કહે છે, પરંતુ પ્રતિષ્ઠાને બદલે પ્રતિષ્ઠાના અહં પાછળ પાગલ માનવો એમ જ સમજતા હોય છે કે બીજાને હલકી નજરે જોવાથી પોતાની મહત્તા ઈજ્જત વગેરે સ્થાપિત કરી શકાય છે પણ એટલું તો વિચારો કે જે પળે તમે સામાને હલકી નજરે જુઓ છો, તેજ પળે નજરને નીચે લઈ જવારૂપ પતનના તમે ભાગી બનો છો, જ્યારે સામાનું તેનાથી કાંઇ જ બગડતું નથી.

માટેના ન્યાયપૂર્ણ સત્કાર્યમાં તમે જોડાઈ જાઓ! જુઓ, જગત તમારી વાહવાહ કરે છે કે નહિ?

સમ્રાટ વિક્રમાદિત્ય ગયા અને છતાં તેમનું નામ રહ્યું, તેનું કારણ શું?

એજ ને કે તેઓ પરદુઃખભંજક હતા.

તમને તમારૂં દુઃખ જેટલું સાલે છે એટલું પારકાનું દુઃખ સાલે છે? પારકા દુઃખે દુઃખી થવાની સાત્વિકતા જો તમે નહિ પ્રકટાવી શકો તો ધર્મના માર્ગે આગળ વધીને સાચી સ્વતન્ત્રતા હાંસલ પણ નહિ કરી શકો. 'પાડોશીનાં પિત્તળનાં અને મારો બચુ સોનાનો' એ ન્યાય સાચી સ્વતન્ત્રતાના માર્ગમાં હરગીઝ નહિ નભે, માટે દિલના દિલાવર બનો. વાણી વાટે મધુરતા વહેવા દો. કડવા વેણ કાઢીને બીજાને હલકો ન પાડો.

જેને પ્રતિષ્ઠા પ્યારી હોય છે તે બીજાની બેઇજ્જતી કરી ન શકે એમ મનોવિજ્ઞાન કહે છે, પરંતુ પ્રતિષ્ઠાને બદલે પ્રતિષ્ઠાના અહં પાછળ પાગલ માનવો એમ જ સમજતા હોય છે કે બીજાને હલકી નજરે જોવાથી પોતાની મહત્તા ઇજ્જત વગેરે સ્થાપિત કરી શકાય છે પણ એટલું તો વિચારો કે જે પળે તમે સામાને હલકી નજરે જુઓ છો, તેજ પળે નજરને નીચે લઈ જવારૂપ પતનના તમે ભાગી બનો છો, જ્યારે સામાનું તેનાથી કાંઇ જ બગડતું નથી.

પોતાનો બોલ પાળવા જેટલું પણ બળ દાખવી શક્તો નથી તે શું સ્વતન્ત્ર થવાનો છે? પોતાના બોલનો તોલ કરી જાણનારા આત્માઓ, અણમોલ જીવનને જરૂર દીપાવી શકશે.

આજે આ દેશની પ્રજાના જીવનમાંથી ગંભીરતા તેમજ જીવનની સચ્ચાઈના રણકાપૂર્વકની નિખાલસ વાણી એ બેનું ચલણ એટલું બધું ઓછું થઈ ગયું છે કે, અહીંનો માનવી, પોતાના પાડોશીના ઘરની વાત પણ જીરવી શક્તો નથી કે એ પાડોશીને પોતાના તરીકે સ્વીકારી શક્તો નથી.

## શિક્ષણનો સાર:

કહેવાય છે કે આ દેશમાં શિક્ષણનું પ્રમાણ વધતું જાય છે. જો શિક્ષણનું પ્રમાણ ખરેખર વધ્યું હોય તો તેની સ્પષ્ટ અસર અહીંની પ્રજાના જીવનમાં આપણને જોવા મળવી જોઇએ ને, જ્યારે અહીં તો જુદું જ ચિત્ર જોવા મળે છે. નવી પેઢીને સાચી ભારતીયતાનું ભાન નથી, એ ભાન તેને થાય એવું શિક્ષણ અપાતું નથી. અને જે અપાય છે, તે શિક્ષણથી આત્માની સ્વતન્ત્રતાની કોઈ હવા પેદા થઇ શકે તેમ નથી, કારણ કે તે શિક્ષણમાં માનવીના સર્વદેશીય વિકાસનાં તત્ત્વો છે નહિ. હિંસા તેમજ દુરાચારમાં સીધી તેમજ આડકતરી રીતે

પોતાનો બોલ પાળવા જેટલું પણ બળ દાખવી શક્તો નથી તે શું સ્વતન્ત્ર થવાનો છે? પોતાના બોલનો તોલ કરી જાણનારા આત્માઓ, અણમોલ જીવનને જરૂર દીપાવી શકશે.

આજે આ દેશની પ્રજાના જીવનમાંથી ગંભીરતા તેમજ જીવનની સચ્ચાઈના રણકાપૂર્વકની નિખાલસ વાણી એ બેનું ચલણ એટલું બધું ઓછું થઈ ગયું છે કે, અહીંનો માનવી, પોતાના પાડોશીના ઘરની વાત પણ જીરવી શક્તો નથી કે એ પાડોશીને પોતાના તરીકે સ્વીકારી શક્તો નથી.

## શિક્ષણનો સાર:

કહેવાય છે કે આ દેશમાં શિક્ષણનું પ્રમાણ વધતું જાય છે. જો શિક્ષણનું પ્રમાણ ખરેખર વધ્યું હોય તો તેની સ્પષ્ટ અસર અહીંની પ્રજાના જીવનમાં આપણને જોવા મળવી જોઇએ ને, જ્યારે અહીં તો જુદું જ ચિત્ર જોવા મળે છે. નવી પેઢીને સાચી ભારતીયતાનું ભાન નથી, એ ભાન તેને થાય એવું શિક્ષણ અપાતું નથી. અને જે અપાય છે, તે શિક્ષણથી આત્માની સ્વતન્ત્રતાની કોઈ હવા પેદા થઇ શકે તેમ નથી, કારણ કે તે શિક્ષણમાં માનવીના સર્વદેશીય વિકાસનાં તત્ત્વો છે નહિ. હિંસા તેમજ દુરાચારમાં સીધી તેમજ આડકતરી રીતે

પોતાનો બોલ પાળવા જેટલું પણ બળ દાખવી શક્તો નથી તે શું સ્વતન્ત્ર થવાનો છે? પોતાના બોલનો તોલ કરી જાણનારા આત્માઓ, અણમોલ જીવનને જરૂર દીપાવી શકશે.

આજે આ દેશની પ્રજાના જીવનમાંથી ગંભીરતા તેમજ જીવનની સચ્ચાઈના રણકાપૂર્વકની નિખાલસ વાણી એ બેનું ચલણ એટલું બધું ઓછું થઈ ગયું છે કે, અહીંનો માનવી, પોતાના પાડોશીના ઘરની વાત પણ જીરવી શક્તો નથી કે એ પાડોશીને પોતાના તરીકે સ્વીકારી શક્તો નથી.

## શિક્ષણનો સાર :

કહેવાય છે કે આ દેશમાં શિક્ષણનું પ્રમાણ વધતું જાય છે. જો શિક્ષણનું પ્રમાણ ખરેખર વધ્યું હોય તો તેની સ્પષ્ટ અસર અહીંની પ્રજાના જીવનમાં આપણને જોવા મળવી જોઈએ ને, જ્યારે અહીં તો જુદું જ ચિત્ર જોવા મળે છે. નવી પેઢીને સાચી ભારતીયતાનું ભાન નથી, એ ભાન તેને થાય એવું શિક્ષણ અપાતું નથી. અને જે અપાય છે, તે શિક્ષણથી આત્માની સ્વતન્ત્રતાની કોઈ હવા પેદા થઈ શકે તેમ નથી, કારણ કે તે શિક્ષણમાં માનવીના સર્વદેશીય વિકાસનાં તત્ત્વો છે નહિ. હિંસા તેમજ દુરાચારમાં સીધી તેમજ આડકતરી રીતે

ધિરાજના જાપમાં રમણતા વધારવાનું કાર્ય, બાળજીવને તો શું પણ પીઢને પણ ક્યારેક અઘરૂં લાગવા માંડે છે.

અંતર્મુખતાને પોષક પ્રવૃત્તિ છોડીને, બહિર્મુખતા વધારનારી પ્રવૃત્તિમાં તમે જેટલો રસ વધારશો તેટલા વધુ પરતન્ત્ર બનશો. આત્મનિરીક્ષણની યોગ્યતાથી ગબડશો, ન્યાયનો માર્ગ ચૂકશો અને શાન્તિ ગૂમાવશો.

છાપાની દુનિયામાં દાખલ થવાથી અનેકની નબળી વાતો તમે જાણતા થશો, પણ તેનાથી તમને લાભ કશો જ નહિ થાય, જ્યારે સાત્ત્વિક વાચનની તમારી અભિરુચિ ઘટશે તે નક્કી જ છે.

આંખ, કાન, સીનેમા તેમજ રેડીઆને સમર્પિત કરી દેવા માટે નથી મળ્યા. આંખનો ઉપયોગ દર્શનીય પદાર્થો પાછળ થવો જોઇએ, કાન સત્શાસ્ત્રોના શ્રવણ વડે પવિત્ર થવા જોઇએ. સમગ્ર માનવદેહ દીપે છે પરમાર્થપરાયણતા વડે.

તેમ છતાં જો સ્વાર્થને આગળ કરશો તો તમે પાછળ રહી જશો; સાચી સ્વતન્ત્રતાની દિશા ચૂકી જશો. અણમોલ માનવજીવન પામીને પણ, પામવા જેવું કશું જ નહિ પામી શકો.

**સ્વતન્ત્રતા :**

જો તમે ઇચ્છતા હો કે અમારા કામમાં બીજા ડખલ ન કરે, તો તમારે પણ બીજાના કામમાં ડખલ

પુણ્યબળે તમને પૈસો મળે, તમારો કારોબાર વધે, વધેલા એ કારોબારને સંભાળવા માટે તમારે બીજા ભાઈઓની સહાયની જરૂર પડે. એવા સહાયક ભાઈઓની સાથે માત્ર 'એ નોકર છે' એમ સમજીને જ જો તમે વ્યવહાર ચલાવો તો તમારી શેઠાઈની કિંમત કોડીની પણ ન ગણાય. સાચા સ્વાતન્ત્ર્યપ્રેમીઓ વચ્ચેના વ્યવહાર સદાય આત્મીયતાસભર રહેવા જોઇએ.

જ્યારે આજે તો પૈસાદાર, પોતાના માણસ પાસેથી તેની શક્તિ કરતાં પણ વધુ કામ લેવાની વૃત્તિ ધરાવે છે અને ગુમાસ્તો પણ કામચોરી શિખતો જાય છે, કહો! આમાં ક્યાં રહ્યો શેઠ-નોકરનો સાચો સંબંધ?

એકમેકની સ્વતન્ત્રતાની ઈજ્જત નહિ કરો તો તમને સ્વતન્ત્રતા તરફ આદર છે એવું તમે કોઇને પણ ગળે નહિ ઉતારી શકો. માણસ, માણસ વચ્ચે માણસાઈ મહેકતી હોય કે સ્વાર્થની દુર્ગંધ?

માણસ થઇને જો તમે માણસની ઈજ્જત નહિ કરો તો ખરી બેઈજ્જતી તમારી થશે. તેમજ સમાજમાં માણસાઈનું ધોરણ વધુ કથળશે.

મંગલ માર્ગ:

સાત પપ્પાની પાછળ પડછાયાની જેમ ભટકશો તો દુઃખી થશો. આત્મા તમારો અધિક પરતન્ત્ર બનશે.

જ્યારે અમે તમને પરમયોગીશ્વર ભગવંતે ફરમાવેલી વાતો જણાવીએ છીએ જે સાંભળવાથી પણ લાભ છે અને પાળવાથી પણ લાભ છે.

બુદ્ધિના ચમચામાં આત્માની સ્વતન્ત્રતાનો મહાધોધ કોઇ ઝીલી શકયું નથી કે ઝીલી શકવાનું નથી. પોતાની શોધ આખરી હોવાનો દાવો કરનારા એક વૈજ્ઞાનિકની તે વાત બીજો વૈજ્ઞાનિક પોતાની શોધ વડે બીજા જ દિવસે અધૂરી હોવાનો પડકાર ફેંકે છે તે તો તમે પણ જાણો છો ને?

માટે કહીએ છીએ કે શાશ્વત સત્યના પ્રકાશક શ્રી વીતરાગ પરમાત્માના વચનોમાં અપૂર્વ નિષ્ઠા કેળવો! એવી નિષ્ઠાવાળા પુણ્યાત્માઓની ભૂરિ, ભૂરિ અનુમોદના કરો! તમારી નબળાઇની રડતા હૃદયે ગર્હા કરો!

તમારી નબળાઇને અહંથી પ્રેરાઇને છાવરશો તો તમે વધુ નબળા પડશો, તમારા આત્માની સ્વતન્ત્રતા એ ખૂબ જ દૂરના ભવિષ્યની વાત બની જશે. ત્યાં સુધી તમારે જન્મ-જરા-મૃત્યુના ધક્કા ખાવા પડશે. આ ધક્કા સાધારણ પ્રકારના ધક્કા નથી હો! તમે જો તેને સાધારણ પ્રકારના માનતા હો તો ભૂલી જજો!

માનવજીવન પામ્યા પછી આત્માની સ્વતન્ત્રતાની સાચી ઝુંબેશમાં ભાગ નહિ લો તો ભાગ લેશો શેમાં? કે પછી આત્મસુખ સંબંધી કોઈ ગતાગમ જ તમને

જ્યારે અમે તમને પરમયોગીશ્વર ભગવંતે ફરમાવેલી વાતો જણાવીએ છીએ જે સાંભળવાથી પણ લાભ છે અને પાળવાથી પણ લાભ છે.

બુદ્ધિના ચમચામાં આત્માની સ્વન્ત્રતાનો મહાઘોધ કોઇ ઝીલી શકયું નથી કે ઝીલી શકવાનું નથી. પોતાની શોધ આખરી હોવાનો દાવો કરનારા એક વૈજ્ઞાનિકની તે વાત બીજો વૈજ્ઞાનિક પોતાની શોધ વડે બીજા જ દિવસે અધૂરી હોવાનો પડકાર ફેંકે છે તે તો તમે પણ જાણો છો ને ?

માટે કહીએ છીએ કે શાશ્વત સત્યના પ્રકાશક શ્રી વીતરાગ પરમાત્માના વચનોમાં અપૂર્વ નિષ્ઠા કેળવો! એવી નિષ્ઠાવાળા પુણ્યાત્માઓની ભૂરિ, ભૂરિ અનુમોદના કરો! તમારી નબળાઇની રડતા હૃદયે ગર્હા કરો!

તમારી નબળાઇને અહંથી પ્રેરાઈને છાવરશો તો તમે વધુ નબળા પડશો, તમારા આત્માની સ્વતન્ત્રતા એ ખૂબ જ દૂરના ભવિષ્યની વાત બની જશે. ત્યાં સુધી તમારે જન્મ-જરા-મૃત્યુના ધક્કા ખાવા પડશે. આ ધક્કા સાધારણ પ્રકારના ધક્કા નથી હો! તમે જો તેને સાધારણ પ્રકારના માનતા હો તો ભૂલી જજો!

માનવજીવન પામ્યા પછી આત્માની સ્વતન્ત્રતાની સાચી ઝુંબેશમાં ભાગ નહિ લો તો ભાગ લેશો શેમાં? પછી આત્મસુખ સંબંધી કોઈ ગતાગમ જ તમને

જ્યારે અમે તમને પરમયોગીશ્વર ભગવંતે ફરમાવેલી વાતો જણાવીએ છીએ જે સાંભળવાથી પણ લાભ છે અને પાળવાથી પણ લાભ છે.

બુદ્ધિના ચમચામાં આત્માની સ્વન્ત્રતાનો મહાધોધ કોઇ ઝીલી શક્યું નથી કે ઝીલી શકવાનું નથી. પોતાની શોધ આખરી હોવાનો દાવો કરનારા એક વૈજ્ઞાનિકની તે વાત બીજો વૈજ્ઞાનિક પોતાની શોધ વડે બીજા જ દિવસે અધૂરી હોવાનો પડકાર ફેંકે છે તે તો તમે પણ જાણો છો ને ?

માટે કહીએ છીએ કે શાશ્વત સત્યના પ્રકાશક શ્રી વીતરાગ પરમાત્માના વચનોમાં અપૂર્વ નિષ્ઠા કેળવો! એવી નિષ્ઠાવાળા પુણ્યાત્માઓની ભૂરિ, ભૂરિ અનુમોદના કરો! તમારી નબળાઇની રડતા હૃદયે ગર્હા કરો!

તમારી નબળાઇને અહંથી પ્રેરાઈને છાવરશો તો તમે વધુ નબળા પડશો, તમારા આત્માની સ્વતન્ત્રતા એ ખૂબ જ દૂરના ભવિષ્યની વાત બની જશે. ત્યાં સુધી તમારે જન્મ-જરા-મૃત્યુના ધક્કા ખાવા પડશે. આ ધક્કા સાધારણ પ્રકારના ધક્કા નથી હો! તમે જો તેને સાધારણ પ્રકારના માનતા હો તો ભૂલી જજો!

માનવજીવન પામ્યા પછી આત્માની સ્વતન્ત્રતાની સાચી ઝુંબેશમાં ભાગ નહિ લો તો ભાગ લેશો શેમાં? કે પછી આત્મસુખ સંબંધી કોઈ ગતાગમ જ તમને

# ૪: વિશ્વશાન્તિ

આજનું પ્રવચન 'વિશ્વશાન્તિ' ઉપર રાખ્યું છે.

વિશ્વશાન્તિ કોણ ન ઇચ્છે? પરંતુ ઇચ્છવા માત્રથી આવી મળે એવી એ વસ્તુ નથી. એક નાનકડો પદાર્થ મેળવવા માટે પણ મૂલ્ય ચૂકવવું પડે છે. તો વિશ્વશાન્તિ માટેનું મૂલ્ય ચૂકવવાની તમારી તૈયારી આજે કેટલી છે? કે પછી મફત મળતી હોય તો માણવા જેટલી જ તૈયારી છે.

આજે જગતમાં અશાન્તિ છે તેની ના નહિ, કેટલેક સ્થળે એ અશાન્તિની ઉગ્રતા પણ જણાય છે તો બાકીના સ્થળોમાં અપ્રકટપણે પણ અમલ તો મોટે ભાગે અશાન્તિનો જ કળાય છે. આજે ય અનેક સ્થળે યુદ્ધની આગ સળગી રહી છે. રોજનાં સેંકડો માણસો બેઘર બની રહ્યાં છે. ભર્યાંભાદર્યાં ભવન છોડી દઇને જાન બચાવવાની આશાએ અનેક સ્ત્રી-પુરૂષો એક દેશમાંથી બીજા દેશમાં ચૂપચાપ સ્થળાંતર કરી રહ્યાં છે. કોઇ બહેનનો ભાઈ

મરાય છે તો કોઈ માતાનો લાડકવાયો, અનેક સ્ત્રીઓના સેંથાના સિંદૂર ભૂંસાઇ રહ્યાં છે.

માનવ જેવા માનવની આવી કરૂણ સ્થિતિ સર્જનારી અશાન્તિનું મૂળ કારણ શું છે, તે જાણો છો?

અશાન્તિનું કારણ:

અસંતોષ છે જગતની વર્તમાન અશાન્તિનું કારણ માટે જ ભવાંતરના સુકૃતના પુરૂષાર્થ દ્વારા ઉપાર્જેલી પુણ્યાઈથી જેટલી અનુકૂળ સામગ્રી મળી છે, તેમાં સંતોષ માનશો તો સુખી થશો. જીવનમાં શાન્તિનો અનુભવ કરી શકશો. આજનો લક્ષાધિપતિ, કોટયાધીશ બનવાની લાલસામાં પોતાને મળેલી સંપત્તિનો સદુપયોગ નથી કરી શકતો, પરંતુ કોટયાધીશ બનવાની લાલસામાં દુઃખી થાય છે. કલેકટર બનવાની ભૂખ કલાર્કને, કલાર્ક જરીકેનો એનો ધર્મ બજાવતાં પણ ચલચિત્ત બનાવે છે. આવા અસંતોષની આગમાં બળતા માનવો સમાજમાં પણ અસંતોષ ફેલાવે છે અને શાન્તિનો નાશ કરે છે

એ વખતે વાચકો ! હૃદયથી શાન્તિ ચાહતા હો તો તમારા કરતાં વધુ દુઃખી માણસોનો વિચાર કરતા શીખો. આમ કરવાથી તમને તમારી સ્થિતિનો સંતોષ રહેશે. નીતિની કમાણીના રાજ-રોટલા મળશે ત્યારે એ વખતે ફૂટપાથ-ફુટીના ખાનારને નજર સામે રાખજો

તો દાળ-રોટલાની મીઠાશ પણ ખોશો અને દૂધપાક-પુરી નહિ મેળવી શકો તે નફામાં.

ઉનાળાની ગરમીથી અકળાઇને શિયાળાને સાદ પાડનારા અને શિયાળે ઉનાળાને સંભારનારા નથી શિયાળાનો લાભ મેળવી શક્તા કે નથી ઉનાળામાં ઠરીને બેસી શકતા, તેમ પ્રાપ્તસંયોગો વચ્ચે પોતાની જાત તેમજ મનને જો તમે બરાબર ગોઠવી નહિ શકો તો ગમે તેવી સાનુકૂળતા વચ્ચે પણ તમે સાચી શાન્તિ નહિ અનુભવી શકો, પરંતુ વધુને વધુ સાનુકૂળતાનો વ્યામોહ તમારા જીવનવૃક્ષને હલાવી મૂકશે.

વ્યક્તિ કે વ્યક્તિઓના બનેલા સમુહનું એની જરૂરીઆતો તરફ પ્રમાણથી પણ અધિક ધ્યાન ખેંચીને તે જરૂરીઆતો મેળવવા માટે એને સાધનસંપન્ન માનવો સામે ઉશ્કેરી મૂકવાનો જે અનૈતિક રાહ આજે આ દેશમાં તેમજ અન્યત્ર અપનાવાઈ રહ્યો છે તેનાથી જગતની પ્રજાઓની શાન્તિને મોટો ધક્કો પહોંચ્યો છે.

હાલત તમારી ભલે ગમે તેવી હોય, પણ જો તમે તે હાલતમાં સંતોષથી રહેશો તો તમારા જીવનમાં શાન્તિ જરૂર અનુભવી શકશો. કદાચ પાપોદયવશાત્ તમને બે ટંકના ભોજનને બદલે એકજ ટંકનું ભોજન મળે તો પણ તેનો ઉહાપોહ શા માટે? એક ટંકનું પણ મળ્યું તો છે ને? શું આ જગતમાં એવા પણ જીવો નહિ

બહુમાન કરતો હોય. બીજાને દુઃખ પહોંચે તેવું વેણ પણ તે ન કાઢે પશુ-પંખીઓના જીવનને લૂંટવાની આસુરી વૃત્તિથી તે સદા પર હોય, આજના વિશ્વશાન્તિવાળા રાજપુરૂષો ખરેખર તો વિશ્વની શાન્તિના કટ્ટર શત્રુઓ છે. જો તેમના દિલમાં દયા હોત તો હીરોશીમાને નાગાસાકીના નિરપરાધી નાગરિકો ઉપર તેમના પૈકી એકે અણુબોંબ ફેંકવાની પોતાના અધિકારીને આજ્ઞા કરી ન હોત!

જગતની પ્રજાઓ સુખચેનમાં દિવસો પસાર કરે એવી જ ભાવના જો આજની મનાતી મહાસત્તાઓના આગેવાનોના દિલમાં હોત તો વીયેટનામનું લોહિયાળ યુદ્ધ કયારેય બંધ પડી ગયું હોત. પરંતુ એ આગેવાનો પણ પ્રદેશભૂખ્યા છે. નબળી પ્રજાઓના પ્રદેશો શસ્ત્રોના જોરે પડાવી લઈને ત્યાં પોતાના જ સ્થાપિત હિતોને જ પંપાળવાની મલીન વૃત્તિ તેમના દિલમાં પણ છે જેનું મૂળ કારણ અસંતોષ છે.

નાનાનો સંતોષ પણ નાનો અને અસંતોષ પણ નાનો. એવા માનવો ૫૦-૧૦૦ રૂપીઆમાં ધરાઈ જાય છે અને ૫૦-૧૦૦ જાય તો અકળાઇ જાય છે, તેમ છતાં તેમની તે અકળામણથી જગતની શાન્તિને જે આંચકો પહોંચે છે તે સાધારણ પ્રકારનો હોય છે, જ્યારે સત્તારૂઢ માનવીના અસંતોષથી હજારો નાગરિકોનાં જીવન ઉજડી જાય છે.

**અસંતોષનું સ્વરૂપ:**

ભયાનક છે અસંતોષનું સ્વરૂપ. ન દેખી શકાય તેવી તેની જ્વાળાઓ ભલભલા બડવીરને પણ ભીતરમાં બાળવા માંડે છે. કાણું વાસણ ક્યારેય પૂરું ભરાય નહિ તેમ અસંતોષી માણસને જેટલું મળે તેટલું ઓછું જ પડે. અને વધારે માટે તે દિન-રાત વલખા માર્યા કરે. નીતિ-અનીતિનો ભેદ પણ ન જાણવે. સામે સગો બાપ હોય તો તેને પણ ન છોડે 'બસ લાવો'! એજ એક મંત્ર લઈને તે રઘવાયાની માફક જ્યાં-ત્યાં ઉડાઉડ કર્યા કરે. બે ટંક શાન્તિનો રોટલો પણ તે ન પામે. વર્તમાન સમયના કેટલાક વિચારકો મહત્ત્વાકાંક્ષાના સમર્થનમાં સંતોષને ગૌણ કરવાની વાત પણ કરે છે. પણ શું તેઓ મહત્ત્વાકાંક્ષી પુરુષોના આખરી અંજામને ભૂલી જાય છે?

શું સિકંદર ઓછો મહત્ત્વાકાંક્ષી હતો? પણ તેનો આખરી અંજામ શો આવ્યો? નેપોલીયનની શી દશા થઈ? હજી હમણા જ થઈ ગયેલા હીટલરના કેવા હાલહવાલ થયા! અરે તેવી પ્રખર પણ મહત્ત્વાકાંક્ષા તેજ સારી ને હિતકારી કે જેના યોગે જીવનમાં સંતોષ સાત્ત્વિકતા તથા સંસ્કારિતા જળવાઈ રહે.

**શાન્તિસદન:**

જીવનને શાન્તિસદન બનાવવા માટે સંતોષ ઉપરાંત જરૂર સ્નેહ, સંયમ, સદાચાર અને સહિષ્ણુતાની છે

સ્નેહ એટલે સર્વ જીવો તરફનો સદ્‌ભાવ પાપીમાં પાપી માનવ તરફ પણ જો તમે દુર્ભાવ દાખવશો તો તમારા જીવનમાં ખળભળાટ પેદા થશે, તમારૂં મન મેલું થશે. વિચારની પવિત્રતાની ધારા ખંડિત થઈ જશે

જ્યારે આજે તો વાતવાતમાં ઉશ્કેરાઈ જવું; સામસામા આક્ષેપો કરવા, એકબીજાની ગુપ્ત વાતો ખોલી નાખીવી એ બધુ સાવ સામાન્ય બનતું જાય છે અને તેથી જગતમાં શાન્તિને બદલે અશાન્તિ વધતી જાય છે, અવ્યવસ્થા ફાલતી જાય છે. સદ્‌ભાવપૂર્ણ જીવનવ્યવહાર તો કયાંક જ જોવા મળે છે.

મન તેમજ ઇન્દ્રિયો ઉપર કાબુ રાખવો, તે માટે જરૂરી સાદાઈ સ્વીકારવી તેમજ સહુને સાંભળવા સમજવાની તત્પરતા દાખવવી એ જો તમે તમારા વ્યવહારમાં ગૂંથી શકશો તો શાન્તિ માટે તમારે ભાષણો નહિ કરવાં પડે, પરંતુ તમને જોતાંની સાથે જોનારને શાન્તિનું સુભગ દર્શન થશે. સંયમીને શાન્તિ માટે વલખાં નથી મારવા પડતાં, પરંતુ શાન્તિ સદા તેની સાથે રહે છે. કારણ કે બીજા જીવોને અશાન્તિની આગમાં ધકેલી મૂકવાનો ક્ષુદ્ર વિચાર તેને સેવવા જેવો લાગતો નથી. આવો સંયમી સાચી શાન્તિ અનુભવે છે.તેમજ તેની છાયામાં રહેનારને પણ શાન્તિનો અનુભવ કરાવે છે.

રહેવો જોઈએ. તમે જ્યારે બીજાંને અશાન્તિ તરફ ધક્કો મારો છો ત્યારે સામી વ્યક્તિ કરતાં પણ પહેલું તમારૂં પતન થાય છે એ ન ભૂલશો.

શાન્તિને પોષનારી સહિષ્ણુતા અને ગંભીરતા આજે તમારા જીવનમાં કેટલા પ્રમાણમાં છે તેનો વિચાર તમે કદી કર્યો છે ખરો? અન્યનાં છિદ્રો પ્રકટ કરી દેવાની તમારી નિર્બળતા તમે શાન્તિના સાચા અનુરાગી છો એ વાતને ખોટી ઠેરવે છે. બીજાના જીવનની અશાન્તિને હૈયાના હેત વડે ઠારવાની ભાવનાનું આજની દુનિયામાં જો ચલણ હોત તો ટૂકડાભૂખ્યા માનવોની બોલબોલા ન હોત! નિરપરાધી જીવોના જીવનને ઉજાડનારા મહત્ત્વાકાંક્ષી માનવો ભર બપોરે ભર બજારે ઉઘાડી છાતીએ ફરી શકતા ન હોત.

સાચી શાન્તિ માટે આવશ્યક સ્નેહ, સંતોષ અને સંપ તમે જીવનમાં ખીલવી શકશો તો તમારે વારતહેવારે 'શાન્તિ'ની પોકળ વાતો કરવાની જરૂર નહિ પડે.

### અશાન્તિ :

પવનમાં હાલતા પાંદડા જેવું અસ્થિર જો તમારૂં મન હશે તો એ મન વડે તમે જીવનને દીપાવનારૂં કોઈ સારૂં કામ નહિ કરી શકો. અસંતોષ, અસહિષ્ણુતા અને આંધળા આપખુદ વર્તન સાથે જીવનને મૂળભૂત સંબંધ નહિ હોવાથી એ દુર્ગુણો સાથે મન પણ સંબંધ સાધી

અમારી આ વાત કદાચ નહિ સમજાય તો આવતી કાલે વધુ આકરા અનુભવ પછી થાકીને પણ તમારે અમારી વાત સ્વીકારવી જ પડશે.

હૈયાના હેતને ભરખી જનારી અસંતોષની આગને વધારનારા વિચારો વચ્ચે સાચી શાન્તિ કઈ રીતે ટકવાની હતી? પરહિતના ખ્યાલ વગરના જડ વર્તનની જે પ્રતિક્રિયા થાય છે તે તમને જંપવા નહિ જ દે. સમતા કે જે આત્માની મુડી છે તેની જરા જેટલી પણ દરકાર આજે તમને છે? એ મુડી ન વેડફાઈ જાય તેની કેટલી કાળજી તમે રાખો છો? દશની નોટના બદલામાં, કરોડો આપતાં પણ ન મળે એવી અણમોલ એ મુડીને બરબાદ કરી નાખવા સુદ્ધાંની ગંભીર ભૂલ પછી પણ તમારા જીવનમાં પશ્ચાત્તાપની જે જીવંત જ્વાળા ફેલાઇ જવી જોઇએ તે નથી ફેલાતી તે એમ સૂચવે છે કે તમે હજી સમતાની સાચી કિંમત સમજતા થયા નથી અને પાંજરાના પઢાવેલા પોપટની જેમ 'શાન્તિ' 'શાન્તિ' બોલી રહ્યા છો.

**મન-ભેદ :**

તમે જો સાચે જ શાન્તિ ઝંખતા હો તો એનો ભંગ કરનારા મન-ભેદથી દૂર રહેજો. આ મન-ભેદ, મતભેદમાંથી જન્મે છે. દરેક વ્યક્તિના વિચાર એકસરખા હોય એવું ભાગ્યે જ બને છે. આ વિચાર વૈવિધ્યને

સમજવા જેટલી ઉદારતા તમારામાં હોવી જ જોઈએ. જો તમે એટલા પણ ઉદાર નહિ બની શકો તો શત્રુને ખમશો શી રીતે અપકારીને ખમાવશો શી રીતે? વ્યવહારમાં ટકી શકશો શી રીતે? તમારાં કુટુંબના સભ્યોને એકસંપીના સોનેરી દોરામાં પરોવી શકશો શી રીતે? મતભેદને મનભેદ સુધી વિસ્તારવા દેશો તો નિરંકુશ બનેલી અગ્નિની જ્વાળાની જેમ તે જરૂર તમને દઝાડી જશે, તમારા જીવનની શાન્તિને ભરખી જશે.

સત્ય સાપેક્ષ હોય છે. અપેક્ષા વિશેષનો અભ્યાસ કરશો તો તમારા જીવનને અર્થહીન અથડામણમાંથી બચાવી શકશો દા. ત. કોઈ તમને કહે કે, "બેને બે ચાર" તો પણ સમતા ન ખોશો, પરંતુ સમજજો કે એ બાળજીવ છે અને તેથી જ બાળક જેવો ખોટો બરાડો હજુ કરે છે.

વાદ-વિવાદમાં રાખ્યું છે શું? રેત પીલવાથી તેલ ન નીકળે તેમ અર્થહીન વાદ-વિવાદથી સત્યના સાગરમાં દાખલ થઈ શકાતું નથી, પરંતુ પરસ્પર વચ્ચેનું આત્મિક અંતર વધે છે. આ અંતરના કારણે અશાન્તિ વધે છે. મનની વ્યગ્રતા વધે છે. પરિણામની ધારા વધુ ભિન્નભિન્ન થાય છે

બહારથી પાસે પાસે બેઠેલા દેખાતા બે આત્માઓ વચ્ચે આજના ભૌતિક યુગમાં આત્માઓ જે અંતર વધ્યું

છે, તેણે જગતની અશાન્તિને વધુ વેગવંત બનાવી છે. ભિન્ન–ભિન્ન પ્રકારના રાજકીય વિચાર પ્રવાહોએ પણ તમારા જીવનની શાન્તિને મોટો ફટકો માર્યો છે.

સમાજવાદ, સામ્યવાદ, મુડીવાદ વગેરે આજના વાદોએ આજે ભારતના જાહેર જીવનને વિવાદમય નથી બનાવ્યું શું? એ વાદોની જાળમાં ન ફસાવાની તમને સલાહ છે. પદ, પૈસા કે પ્રતિષ્ઠાના મોહથી પ્રેરાઇને જો તમે તેને વફાદાર બનવા જશો તો ધર્મની વફાદારી ચૂકી જશો. તમારી જાતે તમારા જીવનને સંઘર્ષનું કેન્દ્ર બનાવી મૂકશો.

શાન્તિની વાતો કરનારા તમે બધા આજે ઉગ્રતા અને અશાન્તિની કેટલા સમીપ વસો છો તે જાણો છો? તમે રજુ કરેલી વાતનું ખંડન થતાંની સાથે જ અથવા તો તમારી માગણી નથી સંતોષાતી તો તમે જે દિશા તરફ મનથી દોટ મૂકો છો તે દિશામાં અશાન્તિના અગ્નિકુંડ સિવાય બીજું શું હોય છે? એ અગ્નિકુંડમાં મનને હોમી દેવાની ખોટી હામ ભીડીને જીવનની શાન્તિને હરામ શા માટે કરો છો?

## સંતોષ :

વિખવાદને વધારનારા વાદ–વિવાદમાં ન પડશો. 'મારી જ વાત સાચી, તમારી ખોટી' એ જાતનો આગ્રહ ન સેવશો, સામાના મનને ધક્કો પહોંચાડે તેવા

છે, અને જન્મ આપનારી માતા કરતાં પણ વધુ વાત્સલ્યવંતો ધર્મરૂપી જનેતાનો ખોળો છે એ સદાય યાદ રાખશો. આત્મભાવજન્ય સંતોષ પછી, અશાન્તિ ઉડી જાય છે.

એક વાત ખાસ યાદ રાખજો કે, શરીર, સંપત્તિ સત્તા વગેરે તમારા સદાના સાથી નથી. માટે તેમની સાથે દોસ્તી વ્યવહારથી રાખજો; પરંતુ જો તમે તેમના જ બની જવાની ભૂલ કરી બેસશો તો જીવનની શાન્તિ હારી જશો.

**પાયાની વાત :**

માનવ–પ્રાણીઓના હિત સાથે જેને સીધો સંબંધ છે, તે વિશ્વશાન્તિનો મૂળાધાર ધર્મ છે.

આ ધર્મ દિલમાં આવી વસે છે ત્યારે દયારૂપે ઓળખાય છે, આંખમાં સંતોષના અમીરૂપે છવાય છે, ચિત્તમાં શુભભાવની ચાંદનીનું કામ કરે છે અને તે માનવીને, પ્રતિકૂળમાં પ્રતિકૂળ સંયોગો વચ્ચે સંતોષપૂર્વક જીવન જીવવાની ક્ષમતા પ્રદાન કરે છે.

વિશ્વની શાન્તિમાં તમે તમારા રોજીંદા જીવન દ્વારા કેટલો ફાળો આપો છો, તેમજ તે શાન્તિને ખોરવનારી સીધી કે કે આડકતરી પ્રવૃત્તિમાં તમે કેટલા પ્રમાણમાં ભાગ લો છો તેની સ્પષ્ટ નોંધ તમારી પાસે રહેવી જોઇએ.

આવી નોંધ માટે જરૂરી જીવનજાગૃતિ આજે તમે અનુભવી રહ્યા છો ખરા? પારકી પંચાતમાં તમને રસ છે, તેટલો પરહિતચિંતામાં છે ખરો?

'આજની આ અશાન્તિ, માનવ-પ્રાણીઓનું સત્યાનાશ વાળી નાખશે.' એવો વિચાર તમને ત્યારે જ બરાબર સ્પર્શી શકશે જ્યારે તમારા દિલમાં સાચો વિશ્વસ્નેહ જન્મશે. ધર્મના સ્નેહીને વિશ્વસ્નેહના પાઠ ભણાવવા નથી પડતા. માછલીને તરતા શિખવાડવું ન પડે તેમ ધર્મપ્રેમી આત્માને વિશ્વસ્નેહનું શિક્ષણ આપવું ન પડે.

વિશ્વની શાન્તિને, વ્યક્તિના જીવનની શાન્તિ સાથે સબંધ છે, જીવનની શાન્તિને, સંતોષ સાથે સબંધ છે. સંતોષને સાચી સમજણની સાથે સંબંધ છે પારકી મોટર જોઈને જો તમારા મનની શાન્તિ-કદાચ જરા પણ ખંડિત થતી હોય તો તમારે સ્વીકારી લેવું જોઈએ કે એ મોટર તરફ તમે સાચી નજરે નહિ, પરંતુ ઈર્ષ્યાની કે લાલચની નજરે જોયું છે.

શાન્ત જળાશયમાં એક નાનો કાંકરો તરંગમાળા ઊભી કરી દે છે, તેમ શાન્ત જીવનમાં અશાન્તિજનક વિચાર ભારે ખળભળાટ પેદા કરી મૂકે છે. એ મનમ [illegible]

તલવારની મૂઠ ઉપરની રાજપુતની પકડ કેવી હોય છે તે તો તમે જાણો છો ને? તેજ રીતે મન ઉપરની તમારી પકડ પણ મજબૂત હોવી જોઈએ, કારણ કે તેની પાસેથી તમારે ઉપયોગી ઘણાં કામ લેવાનાં છે એટલે જો તે જીવનના વિશ્વહિતકર પ્રવાહની મર્યાદા બહાર ચાલ્યું જશે તો તમારૂં જીવન દયાપાત્ર બની જશે. બહારથી જીવતા દેખાતા તમે, નવા–નવા જન્મની કાચી સામગ્રીના સર્જક બની જશો.

પોતાને મનગમતા પદાર્થની ચોરી, આજના માનવીને કેટલો અશાન્ત બનાવી મૂકે છે; કારણ કે સાચી શાન્તિનું યથાર્થ મૂલ્ય તે જાણતો નથી એટલે પોતાની વ્યક્તિગત નુકસાનીની પ્રતિક્રિયા તે, અશાન્તિ દ્વારા સમગ્ર વિશ્વને પહોંચાડે છે.

લાભાલાભ યા નિંદા–સ્તુતિની કાંકરી પડતાંની સાથે ડહોળાઈ જાય એવાં, છીછરાં તમારાં જીવન સરોવર ન બનાવશો. તેમાં સાગરની ગંભીરતા આણજો. જો તમારાં જીવન–સરોવર છીછરાં જ હશે તો સંગ્રહવા જેવા ગુણરૂપી મોતીઓને તમે તેમાં સંગ્રહી નહિ શકો અને બહાર ફેંકી દેવા જેવા કાંટા-લીલ વગેરે અચૂક ત્યાં અડ્ડા જમાવશે

અણધારી આપત્તિ આવી જાય ત્યારે બેબાકળા બનીને તમે તે આપત્તિની જ ઈજ્જત વધારતા હો છો

એવું તમને ભાન છે ખરું? એ આપત્તિ સાથે મનને નહિ જોડો તો એ પણ જુદી બની જશે.

તમને જોતાં વેંત જોનારને કહેવાનું મન થઈ જાય કે, 'જુઓ કેવો શાન્ત-સંતોષી માણસ છે!' એવું તમારું વર્તન હોવું જોઈએ અમારે એમ કહેવું પડે છે તે તમને ખટકતું નથી? એ શું તમારી જાગૃતિને પડકારરૂપ પ્રતીત થતું નથી?

માનવ-પ્રાણીઓની ભયંકર હિંસા કરીને જગતમાં શાન્તિ સ્થાપવાની વાતો કરનારા માનવો દયાપાત્ર છે. તેમની વાતોમાં વિશ્વાસ મૂકવા જશો તો ધર્મમાંનો તમારો બધો જ વિશ્વાસ ચલાયમાન થઈ જશે. તમારા દિલમાં દયાના બદલે નિષ્ઠુરતા પેદા થશે. અને શાન્તિના બહાનાથી તમે સેંકડો યોજન દૂર ફેંકાઈ જશો.

આજનું પ્રવચન પૂરું કરતા ફરી કહું છું કે, સંયમ, સદાચાર, સદ્ભાવ, સંતોષ, સહિષ્ણુતા સત્સંગ, સાધુસેવા, મૈત્રીભાવ તથા મમત્વનો ત્યાગ એજ સહુના આત્માનું કલ્યાણ કરનાર છે. જીવનમાં શાન્તિ સ્થાપનાર પણ એ છે અને જગતમાં શાન્તિ સ્થાપનાર પણ એ છે.

રાગ-દ્વેષના ઉકળતા ચરુ જેવા [illegible] સ્ત્રી-પુરુષો પાસે શાન્તિની આશા રાખવી તે [illegible] [illegible] જગતની ધૂળ [illegible] જેવી [illegible] [illegible] છે

વિશ્વની શાન્તિ માટે, આંતરબાહ્ય જીવનમાં સુસં વાદિતા સ્થાપવાની સહુને સન્મતિ સુઝો ! કોઇનાય અકલ્યાણની પ્રવૃત્તિમાં નહિ જોડાવાનું બળ તમારા જીવનમાં પ્રકટો ! હિંસાના પડખે ચડવાની દુર્મતિથી સદા દૂર રહેજો !

તોજ શાન્તિ તમારૂં પડખું નહિ છોડે ! સંતોષ સદા તમારો થઇને રહેશે. પ્રગતિપંથે તમે નિર્વિઘ્ને આગળ વધી શકશો.

ભુવનત્રયમાં સદા સાચી શાન્તિ પ્રવર્તો.



# ૫: સમાજવાદનો સાચો આદર્શ

આજનું જાહેર વ્યાખ્યાન, 'સમાજવાદનો સાચો આદર્શ' એ વિષય પર રાખવામાં આવ્યું છે.

આજે ઠેર, ઠેર આ વાદની વાતો સાંભળવા મળે છે. વર્તમાનપત્રોમાં આ વાદ અંગે અનેક લેખો તેમજ ચર્ચાપત્રો પ્રકટ થાય છે. આજે એવો કોઈ દેશ ભાગ્યે જ હશે કે જ્યાં આ વાદ અંગે વાદવિવાદ ન થતો હોય. કોઈ આ વાદને વખાણે છે તો કોઈ વખોડે છે. કેટલાક જમાના મુજબ આ વાદની સ્થાપનાની હિમાયત કરે છે તો કેટલાક શિક્ષણ, સરકાર તેમજ પ્રચાર દ્વારા આ વાદને આ દેશમાં સ્થિર બનાવવાના પક્ષકાર છે.

### સમાજવાદની વ્યાખ્યા:

પોતાની જાતને સમાજના અંગભૂત માનવી. સમાજના પોતાના ઉપરના ઉપકારોને અંતઃકરણપૂર્વક સ્વીકારવા. સમાજના હિતને પોતાનું હિત માનવું, સમાજની

## સમાજવાદનો સાચો આદર્શ :

પ્રતિષ્ઠાથી ન્યારી અંગત ઇજ્જત યા પ્રતિષ્ઠાની લાલસાથી મુક્ત રહેવું અને પોતાની સમગ્ર શક્તિ વડે સમાજશરીરને શક્તિસંપન્ન બનાવવાના કામમાં બદલાની જરા પણ અપેક્ષા ન રાખવી એ છે સમાજવાદની વ્યાખ્યા.

'સમાજ' શબ્દનો જેટલો વ્યાપક અર્થ કરીએ તેજ મુજબની વ્યાપકતા પોતાના જીવનમાં કેળવવાથી માનવી, આખી દુનિયાનો મિત્ર બની શકે છે અને 'સમાજ' શબ્દને ઘર યા શેરી પૂરતો જ સીમિત કરી દેવાથી માનવી, સંકુચિત મનનો બની જાય છે અત્યારે બધે 'સમાજવાદ' શબ્દ તે, તે રાષ્ટ્રની અસ્મિતા પૂરતો વપરાય છે. પરંતુ રાષ્ટ્રનું સમાજવાદમાં રૂપાંતર કરવાનું કાર્ય જે ઉદારતા, સહિષ્ણુતા, ત્યાગવૃત્તિ તેમજ સંયમ પ્રચુર જીવનની અપેક્ષા રાખે છે તે જો તે રાષ્ટ્રના નાયકોના જીવનમાં ન હોય તો તે રાષ્ટ્રનો તે 'સમાજવાદ' માત્ર કાગળીઆ ઉપર જ જીવતો રહે, અને બિચારા પ્રજાજનો રોજેરોજ અર્થહીન પજવણીના ભોગ બનતા રહે.

બીજાનું બળજબરીથી પડાવી લઈને સાચો સમાજવાદ ન સ્થાપી શકાય. સાચા સમાજવાદ માટે સ્વાર્થનું વિકેન્દ્રીકરણ કરવું પડે. પુણ્ય-પાપના ભેદને સમજ્યા સિવાય કલમ અને કાયદાના જોરે બધાને બહારથી એકસરખા કરી નાખવાની નીતિ ખતરનાક છે. દરેક આત્મા, આ દુનિયામાં સગવડ-અગવડ પોતાના

પુણ્ય-પાપ અનુસાર ભોગવતો હોય છે. તમારો ધર્મ એ છે કે પુણ્યના ઉદયે મળેલી સંપત્તિનો, મુંઝાતા માનવો તેમજ તરફડતા પ્રાણીઓ માટે વિવેકપૂર્વક ઉપયોગ કરવો.

**સમાનતા ભ્રમ છેઃ**

આજના સમાજવાદના કેટલાક સૂત્રધારો, ભારતની પ્રજા ઉપર પોતાના વિચાર મુજબનો સમાજવાદ લાદીને બધાને એકસરખા બનાવવાની ઘેલછા સેવી રહ્યા છે. બધાને બહારથી સમાન કરવાની વાત, એક પ્રકારના મતિભ્રમની પેદાશ છે. જે માણસો આવી વાતો કરે છે, તેઓ જો પોતાના કુંટુંબના સભ્યો વચ્ચે પ્રવર્તતી અસમાનતાનો અભ્યાસ કરશે તો પણ તેમને પાયાનું એ સત્ય સમજાઈ જશે કે, આત્મ-સમભાવ સિવાય બાકી સમાનતા કોઈ કાળે શક્ય ન બની શકે.

સમાનતાની વાતો કરનારા માનવોમાં જ કેટલી સમાનતા છે અને કેટલી અસમાનતા છે તેનો અભ્યાસ પણ શું તમે નથી કરી શકતા? એ સમાજવાદી કિરતારો પૈકી એક, પૈસાના અભે ઝુંપડીની લિટી નેહેરના આમ છે, જ્યારે બીજો પોતાની આર્થિક સ્થિતિ સમરથ હોવાના કારણે, ઘણું કમાવાની ... [illegible]

સમાજવાદી સમાજરચનાની વાતો, [illegible] કરનારા ભી પુરેપુરા [illegible]

મહાલી શકે એ કયારે શકય બની શકે? જ્યારે આ દેશના બધા નાગરિકો સંપત્તિ અને સંસ્કારના શિખરે પહોંચી ચૂકયા હોય ત્યારે, જ્યારે આજે તો પ્રજાનું માત્ર નામ આગળ કરીને એજ પ્રજાના પરસેવાના પૈસાનું પાણી કરનારા, સમાજવાદની સુફિયાણી વાતો ચલાવી રહ્યા છે.

સાચા સમાજવાદીની નજર, બીજાની અગવડ તરફ હોય, પોતાની સગવડ તરફ નહિ. બીજાની સાનુકૂળતાનો ભોગ લેનાર સમાજવાદી પણ નથી અને માનવતાવાદી પણ નથી અને જો છે તો તકલાદીને તકવાદી.

માટે જ કહીએ છીએ કે સ્થૂલ સમાનતાના ભ્રમમાં ન ફસાશો. પુણ્ય–પાપના ભેદ અનુસાર સગવડના ભેદ પણ રહેવાના. વધુને વધુ સગવડનો મોહ તમને સગવડના દાસ બનાવી દેશે. જરા જેટલી અગવડ પણ તમને અકળાવી મૂકશે, બીજાઓ તરફના તમારા ભાવને મલીન બનાવી દેશે. જીવન તમારૂં ભોગપ્રધાન મટીને, ત્યાગપ્રધાન બનશે એટલે સાચો સમાજવાદ આપોઆપ તમારા આચારમાં વણાઈ જશે.

## સમાજવાદનું સત્ત્વ:

એક શ્રીમંતને ઘેર એક ચોર ચોરી કરવા આવ્યો. ચાલાકીથી ચોરી કરીને પાછો ફરતાં તે પકડાઈ ગયો.

પાઇ પણ એ રીતે ન બગાડે કે જેથી સમાજનો દ્રોહ થતો હોય.

સ્થૂલ તેમજ સૂક્ષ્મ સંપત્તિની વાત્સલ્ય તેમજ વિવેકપૂર્વકની વહેંચણીમાં સાચો સમાજવાદ સમાએલો હોય છે.

તમારાં વસ્ત્રો, ખોરાક વગેરે પરથી તમારી આર્થિક સ્થિતિનું અનુમાન કરી શકાય, જ્યારે સમાજવાદી સમાજરચનાની વાતો હાંકનારા આ દેશના આજના આગેવાનોના ઠઠારા ઉપરથી અનુમાન તો એ નીકળે કે, 'ભારત, શક્તિ તેમજ સંપત્તિના શિખરે મહાલતો દેશ હોવો જોઈએ,' જ્યારે આ દેશની આજની વાસ્તવિક સ્થિતિ શી છે તે તમે પણ જાણો છો.

પોતાની જાતને પ્રજાના નાયકપદે સ્થાપવા છતાં એ પદની જવાબદારી અને જોખમદારી નહિ સમજવા, પાળવાના કારણે આજે સમાજવાદના નામે ઠેર, ઠેર લુંટ મચી રહી છે. જેના હાથમાં તેની બાથમાં એવો ન્યાય પ્રવર્તી રહ્યો છે. પ્રજાના પરસેવાની મુડીમાંથી એક રાતી પાઇનો પણ અંગત મોજ પાછળ દુરૂપયોગ કરવો તે મોટો પ્રજા અપરાધ છે, એવું સમાજવાદનો ઝંડો લઈને ફરનારા ભાઇ-બહેનોમાંથી કેટલા સમજે છે તે તો આજની સ્થિતિ જ સ્પષ્ટપણે સમજાવી રહી છે.

વાત્સલ્યવશાત તમે તમારા દીકરા દીકરી માટે શું શું નથી કરતા? અને કેટલાક તો પોતાની શક્તિ ન હોવા છતાં વાત્સલ્યને વશ થઈને પોતાના સંતાનો માટે કિંમતી કપડાં તેમજ રમતગમતનાં સાધનો વસાવતા હોય છે આ વાત્સલ્યને તમારે વિકસાવવું જોઈએ. નહિતર તમારો જીવનવિકાસ અટકી જશે. તમારા પરિવારના સભ્યની માંદગી તમને ચિંતાતુર બનાવી શકે છે, જ્યારે પાડોશીની પ્રકટ પ્રતિકૂળતા તમને ભાગ્યે જ સ્પર્શે છે, આમ કેમ? તમે ઘણાના મટીને થોડાના બનવા માગો છો? એમ કરશો તો તમે પૂરા માનવમાં પણ નહિ ખપો. અને માનવભવની બેઇજ્જતીનો ડાઘ તમારા કપાળે ચોંટશે.

વાદ તમારો ભલે ગમે તે હોય. પરંતુ જો તમારા દિલમાં દયા હશે, વિચારમાં વાત્સલ્ય હશે તો તમે, તમારી સંપત્તિના સદુપયોગ દ્વારા સમાજનું ઋણ ચૂકવવામાં જરૂર સફળ થશો. હોય બળવાન છતાં લંગડાતા નિર્બળને ખભો ન આપે તો તેનું બળ શા કામનું? હોય સુખી છતાં, દુઃખીના દુઃખને દૂર કરવામાં કાયરતા બનાવે તો તે સુખી કેવો?

**અંતઃકરણની અમીરાત :**

રળીઆમણો મગધ દેશ. સમ્રાટ શ્રેણિક તેના રાજવી. રાજગૃહી તેનું પાટનગર, એક વખત નેપાળના

મ કે, ‘અમને ઊભા રાખીને આ બિચારો શું
વાનો હતો?’ પાસે પહોંચી, વિનયપૂર્વક નમસ્કાર
, શેઠાણીનો માણસ તે વેપારીઓને પાછા ફરવા
વે છે અને કહે છે કે, નિરાશ ન થશો, તમારી
સે હશે તેટલો બધો માલ અમારાં બાઇ જરૂર
ીદી લેશે.’

વેપારીઓ નોકરની સાથે ગોભદ્રશેઠના આવાસે
વી પહોંચે છે. ભદ્રા શેઠાણી તેમને આવકારે છે,
સવા આસન આપે છે. અને પછી પૂછે છે કે, ‘ભાઈઓ!
ે જે માલ લાવ્યા હો તે બતાવો,’ આશાભર્યા હૈયે
ારીઓ પોટકામાંથી રત્નકંબળો કાઢીને શેઠાણીને
ાવે છે. એક રત્નકંબળ ઉપર ઉડતી નજર નાખીને
ઠાણી પૂછે છે, ‘નંગ કુલ કેટલાં છે અને એકની શી
મત છે?

વેપારીઓનો આગેવાન કહે, ‘અમારી પાસે કુલ
ળ રત્નકંબળ છે અને એકની કિંમત સવાલાખ છે.’
ઠાણી કહે છે, ‘બત્રીસ હોત તો ઠીક રહેત, ઠીક, ચાલો
ળ તો સોળ, આપી દો અને ખજાનચી પાસેથી પૂરા
સલાખ ગણી લો.’

શેઠાણીની શક્તિ જોઇને મગધ અને રાજગૃહી
ટેનું વેપારીઓનું માન વધી ગયું. ઊભા માર્ગે તેઓ
દ્રાશેઠાણીનાં વખાણ કરવા લાગ્યા.

બીજી બાજુ શેઠાણીએ સોળ રત્નકંબળોના એક સરખા બત્રીસ ટુકડા કરાવીને પોતાના પુત્ર શાલિભદ્રની બત્રીસ પત્નીઓને એકેક કરીને વહેંચી દીધા. અને તેમણે તે ટુકડાનો સ્નાન પછી શરીર લૂછવામાં ઉપયોગ કરીને ખાળકુંડીમાં નાખી દીધા. આવી હતી પૂર્વકાળની સમૃદ્ધિ! અને આવા સમૃદ્ધ હતા પૂર્વકાળના ભારતના પ્રજાજનો!

રાજકાજથી પરવારી શ્રેણિક રાજભવનમાં પાછા ફર્યા. તેમણે મહારાણીને રત્નકંબળની વાત કરી. એકાદ તો મારા માટે ખરીદવી હતી. એવો સૂર મહારાણીએ કાઢ્યો. રાજાએ તરત જ પોતાના સેવકોને એ રત્નકંબળના વેપારીઓ પાછળ દોડાવ્યા. સેવકો ધર્મશાળામાં પાછા ફર્યાં અને રાજાને સમાચાર આપ્યા કે મહારાજ એ રત્નકંબળો તો આપણા જ નગરની એક નારીએ ખરીદી લીધી છે. રાજાએ એક સેવકને ત્યાં મોકલ્યો. રાજાનો સેવક આવ્યો જાણીને ભદ્રા શેઠાણીએ તેનો સત્કાર કર્યો અને તે સેવક મારફત રાજાને કહેવડાવ્યું કે, એ રત્ન મારી પાસે તો મારે પૈસા લેવાના જ હોય. પણ સમાચાર છું કે મારી પુત્રવધૂઓએ સ્નાન કરીને તે ફેંકી દીધાં છે. પોતાના પ્રજાજનોની સમૃદ્ધિથી રાજા [illegible] [illegible] [illegible] હોય અને [illegible] [illegible] પ્રજાજનો હોય [illegible] [illegible] શું હોય?

શ્રેણિકને થયું કે આવા સુખી ઘરના ગૃહસ્થોને મારે મળવું જોઈએ. પોતે રાજા હોવા છતાં સામેથી મળવાનું કહેણ મોકલાવ્યું. ભદ્રા શેઠાણીએ પણ એવો જ વળતો સંદેશો કહેવરાવ્યો 'મારૂં આંગણું પાવન કરવા આપ પધારો તેનાથી રૂડું શું? આપને સત્કારતાં મને અપૂર્વ આનંદ થશે' જ્યાં અંતઃકરણની અમીરાતવાળા શ્રેણિક જેવા રાજાઓ અને ભદ્રા શેઠાણી જેવા સૌજન્ય-શીલ પ્રજાજનો વસતા હોય તે દેશમાં વગર સમાજવાદે સમાજવાદનાં મીઠાં ફળો પાકતાં હોય તેમાં શી નવાઈ?

## ખરી ખુમારી:

પોતાના રાજવીના સત્કાર માટે ભદ્રા શેઠાણીએ શેરી વળાવીને ગુલાબજળ છંટાવ્યાં. ઠેર, ઠેર તોરણો બંધાવ્યાં, ચોમેર સુવાસિત ધૂપ ફેલાવી દીધા. આ માર્ગે થઈને શ્રેણિક પોતાના ખાસ માણસો સાથે ગોભદ્રશેઠના મહાલયે આવી પહોંચ્યા.

આ મહાલય એમાં રહેનારા મહાનુભાવો જેટલો જ ભવ્ય તેમજ આકર્ષક હતો. સ્ફટિકરત્નની ચકચકિત ફરસ પર પગ મૂકીને શ્રેણિક મહાલયમાં દાખલ થયો. આગળ ભદ્રા શેઠાણી છે, પાછળ શ્રેણિક રાજા છે, રાજા મહાલયના પ્રથમ માળે પહોંચે છે. સ્ફટિકની તેની લાદીઓ છે. સુવર્ણરસી દિવાલોમાં જડેલા રત્નો અજવાળાં રેલાવી રહ્યાં છે. આ બધું જોઇને રાજા ખુદ આશ્ચર્ય અનુભવે છે.

ખરીદી લઉં, એ તો આપણા સ્વામી છે. મારા પણ ખરા અને તારા પણ ખરા.'

પોતાની માતાનો જવાબ સાંભળીને દોમદોમ સાહ્યબી વચ્ચે મહાલતો શાલિભદ્ર એકદમ ઊંડો ઉતરી જાય છે. તે વિચારે છે કે મારા માથે સ્વામી! જરૂર મારા પુણ્યની ખામી નહિતર વળી મારા માથે માલીક હોય! આવી હીણપતભરી હાલત વચ્ચે આ સાહ્યબી શા કામની? સ્ત્રી પરિવારને પણ શું કરવાનો? તત્ત્વલક્ષી આ ચિંતનના પ્રભાવે તેનો આત્મા જાગી જાય છે. બધું છોડી દઈને તે સર્વત્યાગના મંગલમાર્ગે પ્રસ્થાન કરે છે. રાજા પણ તેને નમી પડે છે.

ખુમારી તે આનું નામ, કે જે એક પળવાર માટે પણ અપૂર્ણતાનો માર સાંખવા તૈયાર ન હોય. જ્યારે આજે તો દાંત પડી ગયા હોય તો પણ પાપડ ખાવાનો મોહ તમે માંડ ત્યજી શકો છો.

કહેવાનું તાત્પર્ય એ છે કે જે પ્રજામાં ભોગનો રોગ ઘર કરવા માંડે છે તે સમાજવાદના સિદ્ધાન્તોને પાળવા જેટલી પાત્રતા જાળવી નથી શકતી અને જ્યાં શ્રેણિક પ્રકૃતિના રાજાઓ કે નાયકો નથી હોતા તે દેશમાં આ દર્શવાદના અંચળા તળે નર્યો દંભ પોષાય છે.

પ્રાંતવાદ સાથે કોઈ નિસ્બત હોય ખરી? ભાષાવાદની ભૂતાવળમાં તે ફસાય ખરો? રાગ અને દ્વેષપોષક વિચારો વચ્ચે તે પોતાની જાતને ગોઠવી શકે ખરો? પોતે સ્વયં સ્ફુરણાથી સ્વીકારેલા વાદની જ મર્યાદામાં આવી જતા માનવોની કરૂણાજનક હાલત વચ્ચે તેને અંગત સુખચેનના ચાળા સૂઝે ખરા?

સાચા સમાજવાદમાં નખ-શિખ ન્યાય પ્રવર્તતો હોય છે. કોઇ માનવ યા પ્રાણીને અન્યાય પહોંચાડીને સુખી થવાનો માર્ગ સમાજવાદમાં હોતો નથી. સમાજ-વાદ એ બુદ્ધિના કારખાનાનું રમકડું નથી, પરંતુ અંતઃકરણની વ્યાપકતાનું પ્રકટ સ્વરૂપ છે આજની રીતનો કેવળ શુષ્ક તર્ક સંકુચિતતા ને નાસ્તિકવાદના પરિણામરૂપ સમાજવાદ ખતરનાક છે, તેના અમલથી સમાજનું શ્રેય તો નહિ સધાય, પરંતુ પતન અવશ્ય થશે. જે તમે છેલ્લા વીસ વર્ષમાં સારી રીતે અનુભવી ચૂકયા છો.

એટલે કહીએ છીએ કે, ઉપકારી અનંતજ્ઞાની ભગવંતોએ પ્રરૂપેલા સર્વકલ્યાણના માર્ગ ઉપર ચાલતાં શિખો! બીજાનું લૂંટી લેવાની આસુરી વૃત્તિ છોડી દો! પશુ-પંખી તેમજ જળના જીવોને તમારા વાદમાં સમાવી લો! એમનું હિત નહિ વિચારો ત્યાં સુધી તમારૂં ભલું નહિ થાય. સમાજ એકલા માનવોનો જ છે કે માનવો

પૂરતો જ છે એવું કદી ન માનશો. તમે સહુ ન્યાયપૂર્ણ જીવનના હક્કદાર છો તેમ એ જીવો પણ છે, એમનો તે હક્ક છીનવીને તમે દુ:ખી થશો.

સાચું સોનું કસોટીમા ઓર ચમકે તેમ સાચો સમાજવાદી, સમાજ જ્યારે મુશ્કેલીમાં હોય ત્યારે અનેરૂં ખમીર દાખવે, એ મુશ્કેલીને મહાત કરવાના કામમા તે રાત દિવસ પણ ન જુએ. કારણ કે સમજાએલા સાચા સમાજવાદની અન્તરના પ્રભાવે સમાજની મુશ્કેલીને તે પોતાની જ મુશ્કેલી સમજતા હોય છે. સુખમાં સમાજના બધનથી ન્યારા બની જનારા અને દુઃખમા એજ સમાજને ભાંડનારા, સમાજવાદી તો નથી જ પરંતુ સમજવાદી પણ નથી.

સમાજવાદી સમાજરચનાના ઝંડાધારીઓ કેદીલેક અને ઇમ્પાલામાં ફરે અને જેમના માટે સમાજવાદી સમાજરચનાની વાતો થતી હોય તે સ્ત્રી–પુરુષોને પહેરવા પગરખાં પણ ન હોય એ કેવો સમાજવાદ? ઘરનો વડીલ, ઘરના સંયોગો મુજબ વર્તે છે, જો સંયોગ નબળા હોય તો નવું કાપડ ન ખરીદતાં ફાટેલા વસ્ત્રોને થીગડા મારીને પણ તે ચલાવી લે છે, જ્યારે સમાજવાદની વાતો કરનારા આગેવાનોનું આજનુ વર્તન જોનારને તો એમ જ થાય કે, આ દેશમાં આજે પણ પૂર્વકાળની માફક દૂધ-ઘીની નદીઓ વહી રહી હોવી જોઈએ. જ્યારે વાસ્તવમાં અહીં આજે ચોખ્ખાં દૂધ-ઘીને બદલે હવા

પ્રાંતવાદ સાથે કોઈ નિસ્બત હોય ખરી? ભાષાવાદની ભૂતાવળમાં તે ફસાય ખરો? રાગ અને દ્વેષપોષક વિચારો વચ્ચે તે પોતાની જાતને ગોઠવી શકે ખરો? પોતે સ્વયં સ્ફુરણાથી સ્વીકારેલા વાદની જ મર્યાદામાં આવી જતા માનવોની કરૂણાજનક હાલત વચ્ચે તેને અંગત સુખચેનના ચાળા સૂઝે ખરા?

સાચા સમાજવાદમાં નખ-શિખ ન્યાય પ્રવર્તતો હોય છે. કોઇ માનવ યા પ્રાણીને અન્યાય પહોંચાડીને સુખી થવાનો માર્ગ સમાજવાદમાં હોતો નથી. સમાજવાદ એ બુદ્ધિના કારખાનાનું રમકડું નથી, પરંતુ અંતઃકરણની વ્યાપકતાનું પ્રકટ સ્વરૂપ છે આજની રીતનો કેવળ શુષ્ક તર્ક સંકુચિતતા ને નાસ્તિકવાદના પરિણામરૂપ સમાજવાદ ખતરનાક છે, તેના અમલથી સમાજનું શ્રેય તો નહિ સધાય, પરંતુ પતન અવશ્ય થશે. જે તમે છેલ્લા વીસ વર્ષમાં સારી રીતે અનુભવી ચૂકયા છો.

એટલે કહીએ છીએ કે, ઉપકારી અનંતજ્ઞાની ભગવંતોએ પ્રરૂપેલા સર્વકલ્યાણના માર્ગ ઉપર ચાલતાં શિખો! બીજાનું લૂંટી લેવાની આસુરી વૃત્તિ છોડી દો! પશુ-પંખી તેમજ જળના જીવોને તમારા વાદમાં સમાવી લો! એમનું હિત નહિ વિચારો ત્યાં સુધી તમારૂં ભલું નહિ થાય. સમાજ એકલા માનવોનો જ છે કે માનવો

અહીં આજે તમારે ત્યાં લેવા માટે પડાપડી થતી હોય છે, મારામારી પણ થાય છે. જ્યારે મકાન-માલીક અને સજ્જન વચ્ચે આપવા માટેની સાત્વિક રકઝક શરૂ થાય છે છેવટે જયસિંહ રાજા ન્યાય કરે છે. અને બંને શાન્ત થાય છે.

લાવોને આજે આવા દાખલા! જો કે હજી માનવતા સાવ પરવારી ચૂકી નથી એટલે વિશાળ આ દેશના ખૂણેખાંચરે આજે પણ આવા માનવતાનાં ઝરણાં મોજુદ તો હશે જ પરંતુ જો અમે તમારી આગળ આવા પ્રકારના દાખલા રજુ કરવાને બદલે સતતપણે માનવીની નબળી બાજુ જ રજુ કરતા રહીએ તો સાચા માનવ બનવાની પ્રેરણા તમે ન ઝીલી શકો.

સાચા સમાજવાદરૂપી વડલાને માફકસરની સદ્ભાવરૂપી હવા અને સત્કર્મરૂપી જળ, જે આ દેશમાં ભારતીય સંસ્કૃતિમાંની પોતાની અચળ નિષ્ઠાને કારણે પૂર્વકાળના સ્ત્રી-પુરુષો વહાવી શકતા હતા તે આ દેશને જ્યારથી યુરોપ-અમેરિકાના વિચારોની ઝેરી હવા લાગુ પાડવામાં આવી છે ત્યારથી તમે સહુ સમાજવાદની વાતો કરનારા પણ જીવન અને કાર્યમાં અસમાજવાદીપણું જ દાખવી રહ્યા છો.

## સમાજોત્કર્ષ :

સમાજ ઊંચો ક્યારે આવે? જ્યારે તમારી સંપત્તિની તમે બધા આપત્તિગ્રસ્ત માનવો માટે ઉપયોગ

શ્રીમંતાઈનું પ્રદર્શન કરનારો માનવી તે સમાજની શોભામાં વધારો કરવાને બદલે ન્યૂનતા આણે છે એ તમે ન ભૂલશો.

## હિતકર ઔષધ:

એક શ્રીમંતને સ્વપ્ન આવે છે. સ્વપ્નમાં તે લક્ષ્મીદેવીને પોતાની સામે ઊભેલાં જુએ છે. તે લક્ષ્મીદેવીને આગમનનું કારણ પૂછે છે એટલે લક્ષ્મીદેવી કહે છે કે, 'હું તને એ કહેવા માટે આવી છું કે આજથી આઠ દિવસ પછી હું તારે ત્યાંથી વિદાય લેવાની છું'.

સ્વપ્નની આ વાત, શેઠ બીજા દિવસે પોતાના દીકરાની વહુને કહે છે. તમને થશે કે ઘરના બીજા માણસોને છોડીને શેઠે શા માટે પોતાના દીકરાની વહુને જ વાત કરી હશે? તો એટલા માટે એ બાઈ, ગુણિયલ તેમજ ચતુર હતી. આમાંથી બોધ એ તારવવાનો છે કે, વયમાં તમારાથી નાના હોય છતાં ગુણમાં મોટા હોય એવા માનવી પાસેથી હિતકર માર્ગદર્શન મેળવવામાં તમારે મુદ્દલ સંકોચ રાખવો જોઈએ નહિ

પોતાના સસરાની વાત સાંભળીને ચતુર વહુ કહે છે, 'તે જવાની જ છે, તો તે ચાલી જાય તે પહેલાં જ આપણે તેનો સન્માર્ગે વ્યય કરી દેવો જોઈએ' શેઠ પોતે પોતાના દીકરાની વહુની અહિતકર સલાહ, ગુણકારી ઔષધની જેમ ગ્રહણ કરે છે. જ્યારે તમે હો તો 'બેસો હવે ડહાપણ કાંઈ કરવું નથી અમને મરદોને

અપનાવો તો તમારા એકતાળીસ તો શું એકસઠ અબજનો પણ પત્તો તમે મેળવી શકશો.

પેલા શેઠે બધી જ લક્ષ્મી દાનમાં વહાવી દીધી એટલે લક્ષ્મીદેવી ફરી આવે છે. કહે છે કે 'કેમ શેઠ! જાગો છો કે નહિ?' શેઠ કહે, 'જાગું છું.' દેવી કહે, 'હવે હું નહિ જાઉં?' શેઠ કહે 'કેમ' તો તમે ભાવપૂર્વકના દાનધર્મ દ્વારા પાપને પાછું ઠેલી દીધું એટલે. હવે હું તમારે ત્યાં તમારી દાસી થઇને આવી છું.

જો લક્ષ્મીને તમારી દાસી બનાવવી હોય તો તેને દાન વાટે વહી જવા દો! પણ એ દાન પાછળ, તમારો ભાવ અધિક મેળવવાનો નહિ; પરંતુ લક્ષ્મીની સાર્થક્તાનો હોવો જોઇએ. સમાજનું ઋણ અદા કરવાનો હોવો જોઈએ. લક્ષ્મીને જો પૂજ્ય પદાર્થ માનવાની ભૂલ કરશો તો તમે કયારે ય ત્યાગી ગુરુઓની પૂજા ભાવથી નહિ કરી શકો અને એ પણ લખી રાખો કે ધનને પૂજનારો સમાજ, ધર્મની આરાધના નહિ જ કરી શકે

સાચા સમાજવાદ માટે ધનપૂજા જરૂરી નથી, પરંતુ સમાજના કલ્યાણ માટે પોતાના ધનને સાર્થક કરતા ધનના ત્યાગી મહાનુભાવોની પૂજા જરૂરી છે. આવા મહાનુભાવોમાં પ્રથમ હરોળમાં સર્વશ્રેયસ્કર ધર્મના સાધક ગુરુ મહારાજાઓ જ આવે છે. તેમના શ્વાસોચ્છ્વાસમાં બધાના કલ્યાણની ભાવનાની સુવાસ હોય છે

સમાજવાદ તો નહિ વિકસાવી શકો પરંતુ તમારો સ્વાર્થવાદ વધુ વકરશે અને તમે સતત ભયપૂર્ણ જીવનમાં ભેરવાઈ જશો

સમાજવાદ માટે, સાચા ધર્મગુરુઓની સેવા તમારા માટે જરૂરી જ નહિ, બલ્કે અનિવાર્ય છે. પદ, પૈસા અને પ્રતિષ્ઠા ભૂખ્યા માનવો તમને સમાજવાદ નહિ જ શિખવાડી શકે, બાવળ બિચારો એની પાસે હોય તેજ તમને આપે ને! ત્યાં તમે કેરી માગો તેનો શો અર્થ? કેરી માટે તો તમારે આંબાની છાયામાં જવું જોઇએ ને? તેજ રીતે સાચા સમાજવાદી જીવનના શિક્ષણ માટે તમારે સાચા ધર્મગુરુઓની નિશ્રા, ભાવપૂર્વક સ્વીકારવી જોઇએ.

## શક્તિની સાર્થકતા :

સાચા સાધુપણાના બંધારણીય જીવનને, બંધારણીય રીતે વરેલા જૈનસાધુને સત્તા નથી જોઈતી, સંપત્તિ પણ નથી જોઈતી. એ તો ત્રણ જગતના સર્વ જીવોના કલ્યાણની સાચી ભાવનાવાળા હોય છે. જે સત્યની સચોટ પ્રતીતિ તેમને જોનાર, વિવેકીને તત્કાલ થતી હોય છે.

તેમનું તમને કહેવું છે કે, તમારી પાસે હોય તે શક્તિને સદ્‌ભાવપૂર્વક સહુના હિતમાં સાર્થક કરો! નહિતર તે પડતર પાણીની જેમ ગંધાઈ ઉઠશે અને તમારા જીવનને ગંદા વિચારોનું ઘર બનાવી દેશે. તમારી પાસે ધનની શક્તિ હોય તો નિર્ધનની મદદે દોડી જાઓ!

માટે ઉપયોગ કરવાની વાત, ભારતીય સંસ્કૃતિને મુદ્દલ માન્ય નથી. પૂરતા પાણીના અભાવે ઊભો પાક સૂકાય છે, તેમ શક્તિના વિવેકપૂર્વકના દાનપ્રવાહ સિવાય, સમાજરૂપી ખેતર સૂકાવા માંડે છે.

જે સંપત્તિ કે મિલ્કત પોતાને કે બીજાને પરમાર્થના કે સુપાત્ર દાનના સાચા કામમાં ન આવે તે નિરર્થક છે. સમાજવાદ કહે છે કે, બળવાન હો તો નિર્બળને આસરો આપો, એની ઢાલ બનો! જ્યારે આજે તો ગાય, ઘેટાં, બકરાં. વાંદરા વગેરેને મારવા માટે પોતાની શક્તિનો ભયંકર દુરૂપયોગ, પોતાને સમાજવાદના પક્ષકાર માનતા, માનવો, કરી રહ્યા છે. એ સમાજવાદ એ સાચો સમાજવાદ જ નથી. કે જે કેવળ માનવો પૂરતો મર્યાદિત હોય, જેમાં સહુના કલ્યાણ માટે સંપૂર્ણ જોગવાઈ પણ ન હોય એવા સમાજવાદને અનુસરવાથી તમે સાચા માનવ તો નહિ જ બની શકો; પરંતુ તમારા જીવનમાં માનવતાના જે અંશો હશે તે પણ આસ્તે આસ્તે નાબૂદ થઈ જશે. અને તમે પણ આજના સમાજવાદીઓની માફક એક દિવસ બોલતા થઇ જશો કે, 'માનવીને જીવાડવા માટે પશુઓને મારવા એમાં કોઈ હિંસા નથી.'

પોતાના જીવનને ટકાવવાના મોહમાં બીજાનું જીવન લૂટનારા સમાજવાદી ન કહેવાય, પરંતુ ભયાનક લૂંટારા કહેવાય, જો તમે એમની વાતોમાં આવશો તો દુઃખી-દુઃખી થઈ જશો. તમારૂં જ જીવન તમને ભારરૂપ

અને તે કારણસર પોતાનાથી ચઢીઆતા ગુણવાળા મહાત્મા-
ઓને તેઓ નમતા હતા.

ત્યાગી મહાત્માઓ તરફનો તમારો પૂજ્યભાવ
ઓસરતો જાય છે તે તમે જાણો છો? જો એ પૂજ્યભાવ
ઓસર્યો ન હોત તો તે મહાત્માઓ જે ધન-માલ મિલ્કતને
ત્યાજ્ય સમજીને ત્યજી દે છે, તેના જ માટે તમે અપ્રા
માણિક બનવાની હદ સુધીનું પતન વહોરવા તત્પર ન બ
બન્યા હોત. જડના આ રાગે તમારા જીવનમાં જડતા
વધારી છે, અન્ય કાજે ઘસાઈ છૂટવારૂપ તમારી જાગૃતિ
કુંઠિત કરી નાખી છે નહિતર અમને નમનારા તમે, અમે
જેને અડતા પણ નથી એ નાણાં માટે ન્યાયનો માર્ગ
છોડીને અન્યાયના માર્ગે જાઓ ખરા?

પરંતુ યાદ રાખો કે ત્યાગને પાછળ રાખીને તમે
કદીયે આગળ નહિ વધી શકો, સમાજનું ભલું નહિ
કરી શકો, અન્યના હિતમાં કશો જ ફાળો નોંધાવી નહિ
શકો. એક સામાન્ય વ્યવહાર છે કે, જે ત્યાગે તેજ આગે
(આગળ) છે. સમજપૂર્વકનો તમારો ત્યાગ તમારા
જીવનને પવિત્ર બનાવશે, સમાજને વધુ બળવાન બનાવશે.
ખરેખર ત્યાગ એ અમૃત છે. અને રાગ એ હળાહળ
ઝેર છે.

આ દેશમાં તો યુગયુગથી સમાજવાદ ચાલ્યો આવે
છે. ભરત બાહુબલી બે ભાઈ. એકજ પિતાના પુત્ર
બે ભાઈ વચ્ચે યુદ્ધ થાય છે. યુદ્ધમાં મોટા ભાઈ ભરત

સાધનસંપન્ન હોવાનું ગૌરવ અનુભવતી વખતે તમને તમારા સમાજબંધુઓની તત્કાલીન સ્થિતિનો ખ્યાલ રહેવો જ જોઇએ, તે સિવાય તમારી તે સાધન-સંપન્નતા અર્થહીન છે ?

ભારતનો સમાજવાદ માત્ર દ્રવ્ય વિતરણ પૂરતો સીમિત નથી એ પણ નોંધી લેજો. અહીં તો દ્રવ્યની સાથોસાથ ભાવનું પણ એટલું જ મહત્ત્વ છે. અને ભાવ વગરના દ્રવ્યનું નહિવત્ મૂલ્ય સ્થાપીને ઉપકારી ભગવંતોએ આપણને દયાપ્રધાન જીવનની સાચી દૃષ્ટિ બક્ષી છે.

પોતાના બાળકો અન્ન માટે ટળવળતાં હોય અને પિતા હોટલમાં બેસીને ફાફડા–જલેબી ઉડાવતો હોય તો નિષ્ઠુર જ કહેવાય ને ? તો પછી ભારતની પ્રજાની વર્તમાન સ્થિતિની ઉપેક્ષા કરીને વિલાસપ્રધાન જીવનમાં રાચતા અને છતાં સમાજવાદી સમાજરચનાની વાતો કરતા પ્રધાન–પુરુષો કેવા ગણાય ?

સાચી સમજ સંસ્કાર, ત્યાગ, તપ તથા પરોપકારી વૃત્તિ સિવાય સાચો સમાજવાદ નહિ સ્થપાય. સાચી સમજ તેને કહેવાય કે જે આપણને સહુના હિતમાં જીવન જીવવાનું બળ બક્ષે. અન્યનું સુખ લૂંટીને સુખી થવાનો રાહ. ભારતીય સંસ્કૃતિને મુદ્દલ માન્ય નથી.

ભારતીય સંસ્કૃતિ તો કહે કે, જીવન એવી રીતે જીવો કે તમારો અંતકાળ પણ સુધરે અને ભવાંતરમાં તમે સદ્ગતિના ભાગી બનો ! સદ્ગતિ સિવાય, પાંચમી

# ૬ : રામરાજ્ય

આજનું વ્યાખ્યાન 'રામરાજ્ય' એ વિષય રાખ્યું છે. આ વિષય એટલા માટે પસંદ કરવામાં આવ્ છે કે આજે ચોરા-ચૌટા, બાગ, બજાર અને સભાઓ રામરાજ્યની વાતો રસપૂર્વક ચર્ચાય છે. આ ચર્ પાછળ રામરાજ્યનો હૈયા ધબકાર છે કે કેમ તે આપ તટસ્થભાવે તપાસવું પડશે; કારણ કે રામરાજ્ય એ પ્રજાના ભલા માટેનું આદર્શ રાજ્ય ગણાય છે રામરાજ્યની ચર્ચા જો સભાનપણે થતી હોત તો દેશની પ્રજાની જે દુર્દશા આજે જોવા મળે છે તે ન બનવા પામત.

રામરાજ્ય એટલે આદર્શ રાજ્ય દૂધ સાકર સુમેળ જેવું રાજ્ય. આજે રાજાઓ નથી તેમજ તેમ રાજ્ય નથી એટલે રામરાજ્યનો આદર્શ મૂર્તિમંત થઈ શકે એવું ન માનશો. રાજાઓ નથી, પણ રાજ્યત તો છે ને તેમજ તે તંત્રના સંચાલક પ્રધાનો વગેરે છે જ ને?

પરહિતચિંતા છે રામરાજ્યનો પાયો. જ્યારે આજે તો ઠેર, ઠેર લોકશાહીના નામે લોકોનાં મોં શાહીવર્ણાં બની રહે એવાં સ્વાર્થનાં ગીતો ગવાય છે. આ દેશમાં સ્વાર્થવાદ એટલો ફાલ્યો છે કે માનવ-માનવ વચ્ચેના પવિત્ર સંબંધો પણ ધૂળચાટતા થઈ રહ્યા છે. અહીં આજે સ્વાર્થાંધ પુત્ર પિતાનું ખૂન કરી શકે છે; સ્વાર્થલોલુપ બાંધવ પોતાના જ સગાબંધુનું કાસળ કાઢતાં કાંપતો નથી. રાજ્યતંત્રના જવાબદાર ચાલકોની બીન ભારતીય નીતિનું આ પરિણામ છે, જો અહીં સાચા અર્થવાળી લોકશાહી હોત તો એક અમલદાર પ્રજાને રંજાડી ન શકત, પરંતુ લોકશાહીના નામે આ દેશમાં આજે તો ધક્કાશાહી ચાલી રહી છે. જેને રામરાજ્યના આદર્શ સાથે સીધો કે આડકતરો કોઈજ સંબંધ નથી.

રામરાજ્યની વાત કરનાર પ્રધાનને આજે એરકન્ડીશન્ડ બંગલા પોષાય? અરે એ બંગલામાં તો એનો જીવ ગભરાઇ ઉઠે. અને એમ થાય કે મારી વહાલી પ્રજા, ભાંગીતૂટી દિવાલો અને વળીઓવાળી ઝુંપડીમાં ઠુંઠવાઇને જીંદગીના દિવસો જેમ તેમ વીતાવી રહી છે અને હું જો આવા બંગલામાં મહાલીશ તો હું એ પ્રજાને શું મોં બતાવીશ! કયા મોંએ હું એ પ્રજા સમક્ષ ત્યાગ અને પરમાર્થની વાતો રજુ કરી શકીશ? અને કદાચ નફ્ફટ થઇને હું એ વાત રજુ કરીશ તો પણ તેમને તેમાં વિશ્વાસ કેટલો બેસશે?

## પાયાની વાતો :

રામરાજ્યના નવનિર્માણ માટે રામચંદ્રજીના જીવનનો આદર્શ બરાબર નજર સામે રાખો ! એ આદર્શના ભોગે મળતા ક્ષણિક સુખની લાલસામાં ન લપટાઓ ! રામના રાજ્યમાં તો પૂરો ન્યાય પ્રવર્તતો હતો. જ્યારે આજે તો પોતાની સાચી ફરિયાદ લઇને અમલદાર યા પ્રધાનને ત્યાં ગએલા પ્રજાજનો પણ ધક્કે ચઢે છે.

રાષ્ટ્રના સંયોગ પ્રજાએ વિચારવા જોઇએ. પ્રજાની સ્થિતિનું પૂરૂં ભાન રાષ્ટ્રના આગેવાનોને રહેવું જોઇએ. જીવનની સર્વાંગી શુદ્ધિને સર્વથા સાનુકૂળ સંયોગોના નવનિર્માણના લક્ષ્યપૂવક રાજ્યતંત્રનું સંચાલન કરવાની પોતાની જવાબદારીના પાલનમાં બેપરવાઈ, આળસ કે નિર્બળતા લવલેશ નજ નભી શકે કે ન નભાવી શકાય એ સત્યનો અપલાપ કરનારા પ્રધાનો યા અમલદારોને તત્કાલ તેમનો તે હોદ્દો છોડી જ દેવો પડે એવી જાગૃતિ ખમીરવંતી પ્રજા જ દાખવી શકે. જ્યારે આજે તમારામાં એ ખમીરનો મહદ્ અંશે અભાવ હોવાથી તમે નથી પ્રજા તરીકેનો તમારો ધર્મ બજાવી શકતા કે નથી પ્રધાનો તેમજ અમલદારો પોતાના ધર્મને વફાદાર રહી શકતા.

પ્રધાનો પ્રજાને એકસંપીનો ઉપદેશ આપે અને પોતે માંહોમાંહે પદ તેમજ પ્રતિષ્ઠા માટે ઝઘડે તેનો શો

રાજ્યતંત્રમાં કાર્યકારી અમલદારોનું સ્થાન ખાસ અગત્યનું હોય છે. એવા અમલદારો પ્રજા અને પ્રધાનો વચ્ચેના પુલનું કામ કરવાને બદલે, પ્રજાના માણસો પાસે વિવિધ જાતની માંગણીઓ મૂકે અને સ્વાર્થાંધ થઇને તમે તેમની તે માગણીઓને સંતોષવાની 'હા' પાડી દો એટલે પછી તેમનામાં અને તમારામાં ફેર શો? આવું વર્તન તમને શોભે છે? આવા વર્તનવાળા પ્રજાજનો રામરાજ્યની વાતો કરે તેનો શો અર્થ?

અમલદાર તમને જોઇને એના અમલદાર ધર્મના પાલનમાં લીન બની જાય એવી પવિત્ર હવા તમારે તમારી આસપાસ નિર્માણ કરવી જોઇએ. આ નિર્માણ કાર્ય માટે તમારે ન્યાયપરાયણ જીવન ગાળવું જોઈએ. અન્યાયના માર્ગે મળતી સંપત્તિ સામે આંખ પણ ન માંડવી જોઇએ. સંપત્તિને કારણે નીતિ ચૂકવી એ તો રેવડી સાટે સોનાની કલ્લી કાઢી આપવા કરતાં પણ વધુ ખોટનો સોદો છે. અમલદાર કે જેમના હાથમાં અમાર નાણાં—જમીન વગેરેનો વહીવટ છે તેમને જો અમે અમારા અંગત લાભની અપેક્ષાએ લાલચ આપતા થઈશું તો એ અમલદારો જતે દહાડે લાંચને પણ પોતાનો હક્ક સમજી બેસશે અને વગર લાંચે કોઈનું ય કાર્ય સુગમતાપૂર્વક, સમયસર પાર નહિ પડે અને તેનાં માઠાં પરિણામ સરવાળે અમારે જ ભોગવવાં પડશે એવી સમ્યક્ સૂઝ રામરાજ્ય ઝંખી રહેલા પ્રજાજનોમાં હોવી જ જોઇએ.

કોઈપણ પદાર્થ મેળવવા માટે એ પદાર્થનું જે મૂલ્ય હોય છે તે ચૂકવવું પડે છે. દાતણની પૂળી પણ વગર પૈસે નથી મળતી તો પછી રામરાજ્ય માટે જરૂરી ત્યાગ, સેવા, સચ્ચાઇ, સાદાઈ અને સ્વાર્થત્યાગને ધ્યેયનિષ્ઠા સિવાય જ રામરાજ્ય આવી જશે? રામરાજ્ય પણ તમારી પાસે એનું મૂલ્ય તો માગશે ને? એ મૂલ્ય ચૂકવવાની તમારી તૈયારી આજે કેટલી છે? તમારા માર્ગમાં પડેલી રૂપીઆ પાંચસોની થેલી જો તમારી જ ન હોય તો તેના ઉપર નજર પણ નહિ ઠેરવવારૂપ નૈતિકતા તમારામાં છે? કોઈના ય અહિતમાં નિમિત્તભૂત નહિ બનવારૂપ જાગૃતિ તમે કેટલા પ્રમાણમાં કેળવી છે? રાજ્યસત્તાના ભયે, ધર્મસત્તાને વફાદાર રહેવાની પૂર્વ પુરુષોની નેમ તમે જાળવી શકો તેમ છો ખરા?

રામરાજ્ય એ ગાંધીની દુકાને મળતી મેંદીની પડીકી નથી કે ગમે ત્યાંથી, ગમે તે રીતે બે આના ખરચીને તમે તે ખરીદી શકો અને તેના રંગમાં તમારા અંગને રંગી શકો. રામરાજ્યનો આદર્શ મહાન છે એટલે તેની સ્થાપના માટે તમારે જીવનમાં મહાન બનવું પડશે સ્વાર્થમાં અલ્પ બનવું પડશે પરમાર્થમાં પુરુષાતન દાખવવું પડશે. દિલની દરિદ્રતા દૂર કરવી પડશે ઈર્ષ્યા-અસૂયાથી અલગ થવું પડશે જીવંત માનવની જીવનના આચાર દ્વારા દાખવવી પડશે રામરાજ્યના આદર્શને પામવાનાં મહાજ પહેલુ ...

નહિ ચાલે. ગમે તે રીતે પણ જીવી નાખવાનો મોહ જતો નહિ કરો તો આ દેશમાં તમે પુનઃ રામરાજ્યની સ્થાપના નહિ કરી શકો.

કોઈની પણ સંપત્તિને લુંટવી એ અન્યાય છે, તેમ વેડફવી એ પણ અન્યાય છે. તમારી શક્તિ અને સંપત્તિના અર્થહીન દુર્વ્યયમાંથી રામરાજ્ય તો નહિ જન્મે, પરંતુ પાશવતા ભણી દોરી જનારા વિકારોને વેગવંત બનાવનારૂં તંત્ર અમલમાં આવશે. આજે તમે છતી મુડીએ અજંપો અનુભવો છો તેનું કારણ શું? એજ કે જીવન માટેનો સાચો આદર્શ તમે સ્વીકાર્યો નથી.

## ભૂલનો એકરાર :

પોતાના પિતાના વચન અનુસાર રામચંદ્રજી વનમાં જવા તૈયાર થાય છે. લક્ષ્મણ કહે હું સાથે જ આવીશ. સીતાજી કહે હું પણ તમારી પાછળ આવીશ. આ છે રામરાજ્યનો આદર્શ. શ્રી રામવનવાસના સમાચારથી ભરત તીવ્ર આઘાત અનુભવે છે. તે તત્કાલ પોતાની માતા કૈકેયી પાસે જાય છે અને કહે છે કે, 'પૂ. માતાજી તમે આ શું કર્યું? કયા સંયોગોએ આપને આમ કરવા પ્રેર્યાં?

પુત્રની વાત સાંભળ્યા પછી કૈકેયીને પોતાની ભૂલ સમજાય છે. ભારે એ ભૂલ માટે તેના હૃદયમાં પશ્ચાત્તાપ જાગે છે. ભૂલને અહં વડે છાવરવાની વૃત્તિ રાખશો તો

જીવનમાં સુખી નહિ થઈ શકો. જ્યારે રામના રાજ્યમાં તો પોતાની ભૂલ સમજાઈ ગયા પછી, મહારથીઓ પણ સાચા દિલથી સામાની ક્ષમા માગતા. પોતાની અલ્પતા દેખાની બીકે, ભૂલની માફી નહિ માગો તો તમે જે ભૂલો કરશો તેને માટે ક્ષમા માગવાની ક્ષમતા તમારા જીવનમાં પ્રકટાવી નહિ શકો.

છદ્મસ્થ માત્ર, ભૂલને પાત્ર છે. ભૂલ ન કરે એક માત્ર સર્વજ્ઞ, પરંતુ ખરી ખૂબી પોતાની ભૂલ સમજાય, પછી તેની ક્ષમા માગવામાં છે. ભલે પછી પોતે મોટા હોદ્દે હોય અને ક્ષમા સામાન્ય માનવીની જ માગવાની હોય. પ્રકટેલા પશ્ચાત્તાપની તાકાત માનવીને શુદ્ધ કરવામાં અજબ ભાગ ભજવે છે. પોતાની ભૂલ સમજાતાંની સાથે કૈકેયી રથમાં બેસીને રામચંદ્રજી પાસે જાય છે.

પવનવેગી રથ ગણત્રીના કલાકોમાં રામચંદ્રજીએ જ્યાં પહેલો મુકામ કર્યો છે ત્યાં આવી પહોંચે છે. નમ્ર દેહે અને ઉદાસ ચહેરે કૈકેયી રથમાંથી નીચે ઉતરે છે. કૈકેયીને જોતાં વેંત, રામચંદ્રજી, લક્ષ્મણ તેમજ સીતાજી એકદમ ઊભા થાય છે અને વિનયપૂર્વક કૈકેયીના ચરણોમાં મસ્તક નમાવે છે ત્રણમાંથી એકેયને એમ નથી થતું કે, પોતાના સગા દીકરા ભરતને રાજ્ય અપાવવાના લોભમાં અમને વનવાસ, અપાવનાર આ ઓરમાન માતાને તે વળી નમસ્કાર કેવા? છે તમારા દિલમાં આવી ઉદારતા? કયા ગુણ અને સંસ્કારની મૂડી ઉપર તમે રામરાજ્યની

વાતો કરો છો? તમારી વાત સારી છે, પરંતુ તેના પાલન માટેનું બળ જો તમે નહિ બતાવો તો બીજો કોણ બતાવશે?

અંતરવ્યથાને અંકુશમાં રાખીને કૈકેયી કહે છે, 'ચાલો! નગરીમાં.' રામચંદ્રજી કહે છે.' માતાજી! આપ આ શું બોલ્યા? રઘુકુલ રીતે સદા ચલી આઈ, પ્રાણ જાય પર વચન ન જાય, એ સૂત્ર શું આપ ભૂલી ગયાં? મારા પૂ. પિતાશ્રીના વચનને પાળવાના પુનિત પ્રસંગમાંથી હું ચળું એ શું આપ ઈચ્છો ખરાં? માટે મારી આપને, અરજ છે કે આ સુખરૂપ સીધાવો.'

**એકવચનીપણું :**

આવા ટેકીલા હતા રામચંદ્રજી. પોતાની માતાના આગ્રહ હોવા છતાં, પિતાનું વચન પાળવાની ટેક તેમણે ન છોડી, વનવાસના સઘળાં દુઃખ તેમને મંજુર હતાં, પરંતુ ટેકમાંથી ડગવાનો મુદ્દલ વિચાર તેમને સ્વીકાર્ય નહોતો. રામની ટેકથી સુપરિચિતા કૈકેયી ભારે હૈયે વેદાય લે છે. શ્રી રામ, લક્ષ્મણ તેમજ સીતાજી તેમને ભાવપૂર્વક વિદાય આપે છે. સીતાજીને પોતાના સાસુ માટે હૈયામાં એજ ભાવ છે જે ભાવ પુત્રીને પોતાની માતા માટે હોય. સીતાજીના સહિષ્ણુતારૂપ આ ગુણનો વારસો સ્ત્રીઓ માટે અણમોલ થાપણરૂપ છે.

જ્યારે આજના માણસો કર્મવશાત્ કોઈક મુશ્કેલીમાં મુકાય છે એટલે તેમનામાં અસ્થિરતા અને ખમારી પ્રકટ-

ધાને બદલે દીનતા તેમજ કાયરતા દેખાવા માંડે છે પોતાની એ મુશ્કેલી માટે તેઓ બીજા અનેકને ભાંડ લાગે છે. કહો! આવા કંગાલ જીવનમાં રામરાજ્ય ઉગા સંચરે ખરી કે?

લીધી ટેક છોડવી નહિ, વચનભંગ થવું નહિ એ સાધારણ વાતો નથી. એના માટે તો ભારે સત્ત્વ જોઇએ ઐહિક સુખોની લાલસા લગાર પણ ન ચાલે. ધર્મમાં અપૂર્વ નિષ્ઠા જોઇએ. પરના અપકારોને ભૂલી જવાની ઉદારતા જોઈએ પોતે બીજા પર કરેલા ઉપકારોને ભૂલી જવાની સરળતા જોઇએ રામચંદ્રજી વચનપાલનમાં દૃઢ રહ્યા તો જગતને રામરાજ્યનો આદર્શ આપતા ગયા. એ તેમણે માતા કૈકેયીની લાગણીને વશ થઇને વચન-પાલનમાં છૂટછાટ સ્વીકારી લીધી હોત તો ન તેઓ જીવનની અમીરાત અનુભવી શકત ન જગતને રામરાજ્યનો આદર્શ આપી શકત.

પિતાનું વચન ફોક ન થાય તેની જે કાળજી રામચંદ્રજીને હતી તેવી કાળજી તેમને પોતાની જાત માટે પણ નહોતી, નહિતર તેઓ પોતાની તે જાત માટે પણ વચનપાલનમાં જરૂર મોળા પડી ગયા હોત. જ્યારે આજે તો ઉપકારી ગુરુની આજ્ઞાના પાલન માટે જરૂરી અપ્રમત્તતા અને સમર્પણભાવનો ભારે અભાવ વર્તાય છે. અને કેટલાક તો અહંથી પ્રેરાઇને પોતાને પૂજ્ય પુરુષો સાથે વાદવિવાદમાં ઉતરી પડે છે.

## જેવો રાજા તેવી પ્રજા:

જેવા ટેકીલા રામચંદ્રજી હતા એવી જ રામપ્રેમી તે સમયની પ્રજા હતી. પ્રજાને માત્ર રામમાં જ પ્રેમ હતો એવું નહિ, પરંતુ રામના આદર્શોમાં પણ રામ જેટલો જ પ્રેમ હતો. મતલબ કે રામનું નામ અજવાળે એવી રામની પ્રજા પણ હતી. રામ વનમાં ગયા તો જાણે પોતાના પ્રાણ ગયા એવું દુઃખ તે પ્રજાએ અનુભવ્યું હતું.

જ્યારે રામરાજ્યની વાતો કરનારા આજના પ્રધાનોને નથી પ્રજાની પડી કે પ્રજાને નથી પ્રધાનોની પડી. આમાં પ્રજા કરતાં વધુ દોષિત પ્રધાનો છે કારણ કે હોદ્દાની રૂએ તેમની જવાબદારી અધિક છે. એ જવાબદારીના પાલનમાં તેમણે જો રામચંદ્રજીનો આદર્શ અપનાવ્યો હોત તો પ્રજામાં પણ આદર્શ જીવનની ભૂખ ઉઘડી હોત.

દયાપ્રધાન આ દેશની પ્રજામાં જો સત્ત્વ, શૌર્ય અને સમર્પણની તમન્ના ટકી રહેલ હોત તો નિરપરાધી જીવોને હોઈયાં કરી જનારાં મગરના જડબાં જેવાં ભયંકર કતલખાનાં આ દેશમાં ઊભાં ન થઈ શકયાં હોત. રામના રાજ્યમાં તો નાના-મોટા સહુ જીવોના જીવનની ઈજ્જત થતી. બીજાનું જીવન લૂંટી લઈને, સુખી થવાની આસુરી વૃત્તિ કોઇ ન દાખવતું. નિરપરાધી પશુ-પંખીઓ તેમજ જળના જીવોની વહારે નહિ ધાવારૂપ નિર્માલ્યતા આ જે આ દેશમાં તમારી આજુબાજુને આગળ વધીને કહી

થાય છે, તમારા જીવનમાં કેટલી હદે ફેલાઈ ગઈ છે તે તો વિચારો!

રાજા ભાન ભૂલે તો એની સાન ઠેકાણે લાવવાનો પ્રજાનો પ્રજાધર્મ એ તમે નહિ બજાવો તો રાજા અને પ્રજા ઉભયનો નાશ કોણ અટકાવી શકશે? આજે ભલે રાજાઓ ન રહ્યા, પરંતુ પ્રધાનો તો છે ને? એમને શું કે નથી કહી શકતા કે ભારતમાં ભારતીય રીતે રાજ્ય ચલાવવાની પ્રતિજ્ઞા વડે બંધાવા હો તોજ અમે તમને પ્રધાન તરીકે સ્થાપી શકીએ તેમજ સ્વીકારી શકીએ. તમારા લોહીમાં આજે એ ગરમી ક્યાં છે કે જેનો તાપ તેવા પાપને પ્રજાળી શકે, ઉન્માર્ગે ચાલી રહેલાને, સન્માર્ગે વાળવાની ફરજ પાડે? તમારે તો ગમે તે રીતે પણ જીવવું છે! ભલે પછી એ જીવનમાં, 'જીવન' જેવું કંઇ હોય કે નહિ.

લાંચ, અનીતિ, કાળો કારબાર અને વિલાસ ઘેલછા આ ચાર રોગે લગભગ આખી પ્રજાને પામરમાં બદલી નાખી છે એટલે તો ઘેટાંના ટોળાના સરદાર જેવા પ્રધાનો પણ આજે અહીં જેમ ફાવે તેમ બોલી શકે છે. વર્તી શકે છે. પ્રજાના પૈસાનું પાણી કરી શકે છે. તરંગી યોજનાઓ પાછળ નાણાંનો ધુમાડો કરીને પ્રજાને દેવાદાર બનાવી શકે છે.

## ઘરઘરમાં દિવાળી :

દશરથજીના કુટુંબમાં હતી તેવી ઉદાત્ત, મંગલ ભાવના જો ઘરઘરમાં સ્થપાઈ જાય, તો ભારતમાં જરૂર રામરાજ્ય આવી જાય. પરંતુ આજે વહુ સાસુને ભાંડે છે, સાસુ વહુને પારકી જણી સમજીને તરછોડે છે. પુત્ર, પિતાની આમન્યા લોપતાં અચકાતો નથી. પુત્ર તરીકેનો પોતાનો ધર્મ તેને પાળવો નથી અને છતાં તે પિતાને, પિતા તરીકેની પોતાની ફરજોના પાલન માટે ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરે છે. સ્ત્રી પતિસેવાને દાસીકૃત્ય, સમજવા લાગી છે. પતિ, સ્ત્રીને ભોગનું સાધન સમજવા લાગ્યો છે. શેઠ–નોકર વચ્ચે મોટા–નાના ભાઈ જેવા સુમેળ રહ્યો નથી. પછી રામરાજ્ય સ્થપાય શી રીતે ?

પોતાની પ્રજાને સુખી કરવા માટે, ગમે તેવું દુઃખ સહર્ષ સ્વીકારી લેનાર પ્રધાનો તેમજ તેવા પ્રધાનોના દુઃખમાં સહાય સાથ આપનારી પ્રજા એ બેના સુમેળ દ્વારા રામરાજ્ય સ્થાપાય. પ્રધાનો અને પ્રજાજનો વચ્ચેના પુલ તરીકેનું પવિત્ર કામ અમારે કરવાનું છે એવી સમજવાળો અમલદાર વર્ગ પણ જોઈએ જ. તીખા અને તોછડા અમલદારોએ તમારાં ગૌરવને હણવામાં કશી મણા નથી રાખી પણ તમારે તેમને માફ કરવા જોઇએ કારણ કે પ્રધાનો તરફથી સાચો જે પ્રજાપ્રેમ મળવો જોઇએ તે નહિ મળવાને કારણે તેઓ તમને સાચા રૂપમાં ઓળખી શક્યા જ નથી. જ્યાં એક બીજાના હિતમાં સ્વાર્થ ત્યાગની

ભાવનાનો અમલ છે ત્યાં રામરાજ્ય છે. જે કુટુંબના સભ્યો પરસ્પર કાજે કંઈક પણ કરી છૂટવાની એક પણ તક જતી નથી કરતા તે કુટુંબમાં રામરાજ્ય સ્થપાય છે. તે ઘરમાં દિવાળીનું વાતાવરણ છવાય છે.

મોટા એક કુટુંબનો દાખલો લઈએ તો તેમાં પિતા હોય, માતા હોય, ભાઈઓ હોય, ભાભીઓ હોય, બહેનો હોય, દેરાણી-જેઠાણી હોય, નણંદ-ભોજાઈ હોય, સાસુ-વહુ હોય તેમજ દિયર-જેઠ પણ હોય. માતા જો કૌશલ્યાનો આદર્શ અપનાવે, પિતા દશરથજીનો ધર્મ પાળે, પતિ રામચંદ્રજીનો આદર્શ સેવે, પત્ની સીતાજીનો ધર્મ નજર સામે રાખે, ભાઈ લક્ષ્મણનો આદર્શ લે, ઉર્મિલાનો દાખલો દેરાણી લે, લક્ષ્મણજીનો દાખલો દિયર લે તો તે કુટુંબમાં રામરાજ્ય જ હોય ને!

લક્ષ્મણજીનાં પત્ની ઉર્મિલા પોતાના જેઠ રામચંદ્રજીની સાથે વનમાં જવા માટે તૈયાર થએલા પોતાના પતિને કહે છે કે 'આપ નિશ્ચિંતપણે આપનો બંધુધર્મ બજાવો! મારી મુદ્દલ ચિંતા ન કરશો. હું આપની ધર્મપત્ની છું અને ધર્મપત્ની તરીકેનો મારો એ ધર્મ છે કે આપને આપના કર્તવ્યના પાલનમાં પૂરી સહાય કરવી. જ્યાં આવી ઉદારતા હોય, કર્તવ્યપાલનની જાગૃતિ હોય ત્યાં રામરાજ્ય ન હોય તો બીજું શું હોય!

પોતાના જેઠ-જેઠાણીની અનુકૂળતા ખાતર આજના જેવાં દિયર-દેરાણી લક્ષ્મણ અને ઉર્મિલાનો

પાઠ સાચા રૂપમાં ભજવી શકે તેમ છે? એ પાઠ ભજવવાની વાત તો દૂર રહી, પણ આજના કેટલાક ભાઈઓ તો એવા બંધુધર્મને નવાજવાને બદલે વેવલાઈમાં ખપાવવાની હદ સુધીની ધૃષ્ટતા પણ દાખવે છે.

મહાપુણ્યે મળેલા માનવજીવન પર મૃત્યુ હાથ ઉગામે તે પહેલાં એ જીવનને પરમાર્થ વડે પવિત્ર કરવાની ભવ્ય ભાવના જ્યાં ઝળહળતી હોય છે ત્યાં રામરાજ્યની હવા ઊભી થાય છે.

**ભવ્ય આદર્શ :**

મારા વડીલ બંધુઓ તેમજ માતા સીતાજી વનનાં દુઃખ વેઠે અને હું રાજ્યસુખ ભોગવું તો ભાઈ તરીકેનો મારો ધર્મ ચૂકી જ જાઉં! આવા વિચારને થઈને ભરતજી વનમાં રામચંદ્રજી પાસે જાય છે તેમના વદન પર શોકની છાયા છે. હૈયામાં રામચંદ્રજીને પાછા લાવવાની તમન્ના. રથમાંથી ઉતરી, દોડીને ભરતજી રામચંદ્રજીના ચરણોમાં ઢળી પડે છે. રામચંદ્રજી તેમના માથે વાત્સલ્યભીનો કર ફેરવે છે. આંસુભીની આંખે ભરતજી, રામચંદ્રજીને અયોધ્યા પાછા ફરવાની વિનંતિ કરે છે. રામચંદ્રજીને અયોધ્યાના પ્રજાજનોની હૃદયવ્યથા વર્ણવે છે

રામચંદ્રજી કહે છે, 'ભાઈ! ધર્મના પાલનમાં લાગણીશીલતા ન ચાલે એ શું તું નથી જાણતો? શું તું એમ ઇચ્છે છે કે તારો ભાઈ, પિતાનું વચન પાળવામાં

પાછો પડે? માટે તું અયોધ્યા પાછો ફર અને આપણા કુળની રીત મુજબ રાજ્ય ચલાવ!' ભરતજી, એકલા પાછા નહિ ફરવાની હઠ પકડે છે. છેવટે રામચંદ્રજી તેને પોતાના હાથે સીતાજી પાસેથી જળ મંગાવી અયોધ્યાના રાજ્યસિંહાસને અભિષેક કરે છે, ભરતજી અનિચ્છાએ રામચંદ્રજીની આજ્ઞાને વશ થઇ દુઃખી દિલે પાછા ફરે છે. અને કેવળ વડીલ ભાઈની આજ્ઞાથી અયોધ્યાનું રાજ્ય સંભાળે છે. છે આવો ભવ્ય આદર્શ આજે?

આજે તો નાનો ભાઈ સારું કમાતો હોય અને મોટા ભાઈ કમાવામાં કંઈક મોળા હોય તો એ નાનો ભાઇ અને એના પરિવારના બધા જ સભ્યો ઠેર, ઠેર ગાતા ફરે છે કે શું કરીએ અમારે તો મોટા ભાઇને પણ નભાવવા પડે છે. પાંચ પૈસા કમાતો થાય છે એટલે આજનો યુવાન પોતાના ઘરડાં મા-બાપની સેવા તો નથી કરતો પરંતુ તેમની આમન્યા પણ માંડ જાળવે છે

### ભારતીય પરંપરા:

આમ શાથી થયું? તમે ભવ્ય ભારતીય જીવન-પરંપરાનો ત્યાગ કર્યો માટે. અ-ભારતીય જીવન પરંપરાનો સ્વીકાર કર્યો માટે. પાપનો ભય છોડી દીધો માટે સર્વજ્ઞ પરમાત્માના વચનોમાં સો ટચની શ્રદ્ધા રાખવાને બદલે, સંસારના રંગમંચ ઉપર કર્મના ઈશારે નાચતા વામણા માનવોની ઉટપટાંગ વાતોમાં શ્રદ્ધા દાખવી માટે.

આજે તમે શ્રીરામ અને સીતાજીને તમારા જીવનનો આદર્શ બનાવવાને બદલે સીને નટ–નટી દિલીપકુમાર અને નરગીસને તમારા જીવનનો આદર્શ બનાવવામાં ગૌરવ અનુભવો છો તે શું સૂચવે છે? એજ કે જીવનમાં તમે ઉડાઉ બનતા જાઓ છો. એક ભારતીય પ્રજાજન તરીકેનો તમારો ધર્મ બજાવવાંની લાગણી તમારા હૈયામાં રહી નથી. આજે તમારા પગ સીનેમાઘર તરફ જે ઝડપે ઉપડે છે એવી ઝડપે શ્રી જિનેશ્વરદેવના મંદિર તરફ ઉપડે છે ખરા?

ના, નથી ઉપડતા. કારણ કે એ પગ ઉપર પણ કાબુ તો મનનો હોય જ છે અને મન જ્યાં સુધી અન્યત્ર રઝળતું હોય ત્યાં સુધી તમને દહેરાસર જવામાં સાથ શી રીતે આપી શકે? પણ યાદ રાખો! તમારી આ વિલાસઘેલછા તમારો નાશ નોંતરશે. સંસ્કાર અને સંસ્કૃતિનો નાશ નોંતરશે.

જેના જીવનમાં વિલાસભૂખ વધે છે તે નથી કુળ તેમજ ધર્મની મર્યાદાઓ પાળી શક્તો કે નથી ચિત્તની સમતુલા જાળવી શકતો. સમાજની આબરૂને ઠોકરે મારવામાં તે ગૌરવ અનુભવે છે. મનોરંજન કેન્દ્રોના નામે આ દેશમાં જે મનોરંજન કેન્દ્રો સ્થપાયાં છે તે બધાં જ ભવ્ય ભારતીય જીવન પરંપરા માટે કતલખાનાં સમાન છે એ ન ભૂલશો.

પારકી બહેન-દીકરીઓને જાહેર રંગમંચ ઉપર નચાવી કરવી તેમજ નટ્ટરેટાઈના પ્રદર્શન સમા તે નાચમાં બનીઠનીને હાજર થવું તે લક્ષણ અનાર્યત્વનું છે. શીલ સંસ્કાર ભ્રષ્ટ જીવનનું છે. ઇન્દ્રિયોના ઘોડાને અંકુશમાં રાખવાનું સત્ત્વ ખીલવવાને બદલે એ ઘોડા જે તરફ મનથી જાય તે તરફ ઘસડાયો તો આલોકમાં પણ દુઃખી થશો અને પરલોક પણ બગાડશો!

પાવરધા બનો :

પુણ્ય-પાપના હિસાબમાં પાવરધા બનો! રોજ તેની ખતવણી કરો! જમા બાજુની સદ્ધરતાનો ખ્યાલ રાખો! ઉધારનું પાસું વધે એમ ન જ ઇચ્છતા હો તો પરમાર્થમાં પાવરધા બનો

પોતાને તેડવા આવેલા ભરતને રામચંદ્રજીએ વિદાય વેળાએ ધી શિખામણ આપેલી તે જાણો છો? એમ કે, ઉદાર બનજે, સાધુ પુરુષોને સાચવજે, સુકૃત આચરજે, પ્રજાના સ્વામીમાં જરૂરી બધા ગુણો કેળવજે, તારા સુખને ગૌણ ગણજે! પ્રજાના સુખને મુખ્ય રાખજે! પ્રજાવત્સલ રાજવીઓની પરંપરાને દીપાવજે! રાજ્યની તિજોરીની એક પાઈ પણ ન વેડફાય તેની તું પૂરતી કાળજી રાખજે.

આવા ગુણવાળો રાજા, પ્રજામાં પૂજાય તેમાં શી નવાઈ? રાજાના ગુણની વાત સાંભળીને એમ ન માની લેશો કે

પ્રજા તરીકેની તમારી જવાબદારી કંઈ નથી. તમારે પણ ભારતીય પ્રજા તરીકે જીવવું પડશે. ભારતીય સંસ્કૃતિને વફાદાર રહેવું પડશે. સ્વાર્થને ગૌણ કરવો પડશે. પરમાર્થમાં પાવરધા બનવું પડશે. પાવરધા બનવું કામચોરી નહિ ચાલે. ગુણચોર બનશો તો પટકાશો ઉપકારીના ઉપકારનો બદલો અપકારથી ન વાળશો. પ્રજા તરીકે તમારૂં એ કર્તવ્ય છે કે, માર્ગ ચૂકેલા પ્રધાનોને સન્માર્ગે વાળવા. પશ્ચિમમુખી તેમની પ્રવૃત્તિઓને પૂર્વાભિમુખ બનાવવી. પરિપૂર્ણ જીવનવ્યવસ્થાના મૂળ ધામરૂપ ભારતના જ આગેવાન રાજપુરુષો, પરદેશમાં જીવનવ્યવસ્થાના પાઠ ભણવા જાય તે ઘટના ખૂબ જ ખેદજનક છે. તમારે તમારા જીવનના પ્રભાવ દ્વારા ભારતીય જીવન વ્યવસ્થામાં ભારતીય સ્ત્રી પુરુષોને નિષ્ઠાવાન બનાવવા પડશે. અને તોજ તમે રામરાજ્યના આદર્શને મૂર્તિમંત કરીશકશો.

અંગત સ્વાર્થ આડે આંધળા થઇને ભાઇ–ભાઈ વચ્ચેના પવિત્ર સંબંધને પણ, ઠોકર મારી દેવાની હદ સુધીની અધમતા પણ જેમને આજે ખટકતી નથી અને જેઓ બેફીકરા થઇને બજારમાં ગપ્પા મારી શકે છે. તેમની આંખ ખોલવાની અપેક્ષાએ પણ તમારે સ્વાર્થ ત્યાગનું શૂરાતન કેળવવું જોઇએ. માનવનો ભવ પામ્યા પછી જીવન જો કીડી જેવું જીવો તો, તે તો ભારે પીછેહઠ ગણાય. પીછેહઠ કરવી જ હોય તો પાપમાં કરો. સ્વાર્થમાં કરો, ભોગમાં કરો, દુર્વિચારમાં કરો !

ભયાનક વા :

તોફાની પવન તોતીંગ જહાજોને ઊંધા પાડી દે છે, વિકૃત થએલો વાયુ, મુછાળા મર્દને ઢીલો પાડી દે છે, તેમ ઉપકારક હેતુવિહોણા બોલ-વાએ તો અહીંના અબોલ પશુઓને પણ ત્રાસ પોકરાવી દીધો છે. ઢોલના પોલ જેવા છે આજના મોટા ભાગના માનવોના બોલ. પોને બંગલામાં મહાલતા હોય અને ઉપદેશ ઝુંપડીમાં સંતોષ માણવાનો આપે એટલે એ ઉપદેશ ઢોલના પોલ જેવો જ ગણાય કે બીજું કાંઈ? પ્રજા સમક્ષ ગુનેગારના રૂપમાં ઊભા રહેવાને લાયક પ્રધાનોને તમે, તેમના કયા કૃત્યો માટે ફૂલહાર કરો છો અને તાળીઓના ગડગડાટ વડે વધાવી લો છો એ તો સમજાવો!

પ્રધાનોનો બોલ-વા આસ્તે, આસ્તે અમલદારો તેમજ સાધારણ કારકુન સુધી ફેલાઈ ગયો છે. જેમા જીવનની સચ્ચાઈનો રણકો નથી એ બોલ, ફૂટી કોડી જેવો છે. તમારા બોલનો તોલ ત્યારે જ થશે, જ્યારે તમે તોળીને બોલતાં શિખશો!

એક બોલ-વા જ અહીં વકર્યો છે એવું નથી, આજે તો અહીં ખા-વા, પી-વા, રળ-વા અને ફર-વા પણ વકર્યા છે. કારણ કે ગઈ કાલ સુધી આ બધા વા ઉપર ધર્મ પુરુષાર્થની ભારતીય સંસ્કૃતિની મજબૂત પકડ હતી, પરંતુ ધર્મ પુરુષાર્થની એ સ્વ-પર ઉપકારક સંસ્કૃતિને તમે જ્યારથી જાકારો દીધો ત્યારથી ઉક્ત વા વડે તમારાં

જીવન ઘેરાઇ ગયાં. અને તમે ઘણીવાર તો એ વાના જ ધૂણાવ્યા ધૂણતા હો છો. જાણે ચાવી દીધેલું રમકડું!

ભયાનક આ વાએ આ દેશમાં રામરાજ્યને બદલે હરામરાજ્યની હવા પેદા કરી છે. ન્યાય મુજબ જેના ઉપર પોતાનો હક્ક ન હોય એવી સ્થાવર તેમજ જંગમ મિલ્કતો હજમ કરી જવાની હદ સુધીનું પતન વહોરનારી પ્રજા, પોતાને પ્રગતિશીલ ગણાવે તે તો આ દેશમાં જ નભે?

## પ્રગતિનો મૂળાધાર :

ધર્મ છે પ્રગતિનો મૂળાધાર. પાણી સિવાય કદાચ છોડ પાંગરે, પરંતુ ધર્મ સિવાય સાચી પ્રગતિ સંભવિત ન બની શકે. આ ધર્મમાં દયા, દાન, પરોપકાર, તપ, જપ, સંયમ વગેરેનો સમાવેશ થાય છે. નાક, કાન, હાથ, પગ આદિ તમારા અંગ પૈકી એકાદ અંગને પણ ઈજા પહોંચે છે તો તમે ઊંચા–નીચા થઈ જાઓ છો તેમજ તત્કાલ સારવાર માટે દવાખાને દોડી જાઓ છો તો પછી દયા, દાન, પરોપકાર આદિ ધર્મના અંગોને તમે તમારા અંગભૂત માનો છો ખરા કે? એ અંગને ઇજા પહોંચે છે ત્યારે તમે બેશુદ્ધ બની જાઓ છો ખરા કે? કે પછી તેની કાંઇ જ ગતાગમ તમને નથી?

રામના રાજ્યમાં ધર્મનું રાજ્ય હતું. અધર્મ પ્રેરક બળો તેમજ નિમિત્તો ઉપર પૂરો અંકુશ હતો. જ્યારે

જ્યારે તમે તો ઐહિક સુખની એકાંગી લાલસામાં પાપ કરતાં પાછા વળીને જોતા ય નથી. આમ પ્રગતિ ન સધાય! પરંતુ અધોગતિના ભાગી બનાય.

## જીવલેણ અંધાપો:

સત્તા તો સિંહણના દૂધ જેવી છે. તે જીરવવી સહેલ નથી સામાન્ય માણસોનું ગજું નથી કે રાજ્યપ્રધાન યા વડાપ્રધાનની સત્તા જીરવી શકે. પરંતુ જેમને પોતાના પદની પવિત્રતાના જતનની જરાય પડી નથી અને ગમે રીતે સત્તા સ્થાને ચીટકી રહેવું છે તેમની વાત જુદી છે.

સત્તાસ્થાને રહેલા માનવોના ક્રોધ, માન, માયા, લોભ, અનીતિ, અપ્રામાણિકતા, અસંયમ, સ્વાર્થ, કૃપણતા, હિંસા વગેરે ખૂબજ પાતળા જોઈએ. ગૃહસ્થીપણામાં આત્માના આ શત્રુઓને સર્વથા નિર્મૂળ નથી કરી શકાતા તે સાચું, પરંતુ તેઓ વકરે નહિ તેની કાળજી જો ન રાખવામાં આવે તો ભારે અનર્થ પેદા થાય. એક તો હોય સત્તા સ્થાને અને પછી આ શત્રુઓના સાથ મળી જાય તો એ વ્યક્તિ શા શા અનર્થો ન સર્જે?

જોરદાર પવનની ઝપટ, દીપકને બૂઝવી દે છે, તેમ કામ-ક્રોધ આદિની ઉગ્રના માનવીને સન્માર્ગમાં સ્થિર રાખતા વિવેકરૂપી દીપકને ટાઢો પાડી દે છે. દુર્ગુણો બધા જ ખરાબ છે, ત્યજવા જેવા છે, તેમ છતાં હું અહીં તમને તે દુર્ગુણો પૈકી એક પોતાના પાશમાં સત્તા

સ્થાને રહેલા રાજાને ફસાવીને તે રાજા પોતે કેવું આચરણ કરાવે છે તેનો કથાના રૂપમાં ખ્યાલ આપું છું.

મોટા એક નગરમાં એક નગરશેઠ રહે. એ નગરશેઠના દીકરાની વહુ બુદ્ધિશાળી, ચતુર તેમજ સાત્વિક છે, શેઠનો દીકરો પરદેશથી સુખરૂપ ઘેર પાછો આવ્યો એટલે શેઠ તો ઘેલાઘેલા થઈ ગયા. ડાહ્યા માણસોમાં પણ ક્યારેક આવી ઘેલછા ઉછળી આવે છે. હર્ષાવેશમાં નગરશેઠ પોતાના નગરના રાજા પાસે જાય છે, અને તેમને પોતાને ઘેર જમવા પધારવાનું આમંત્રણ આપે છે. રાજા, અઠવાડિયા પછી આવવાની વાત કરે છે. પોતે જાણે પરાક્રમનું કાર્ય કર્યું હોય તે રીતે ફૂલાતા નગરશેઠ ઘેર પાછા ફરે છે. અને પોતાના દીકરાની વહુને રાજાને જમવાનું આમંત્રણ આપી આવ્યાની વાત કરે છે. વહુ શાણી છે, વસરાજની આમન્યા ન લોપાય તે પણ તે જાણે છે. તેમ છતા પોતાના સસરાજીને કહ્યું કે સત્તાપર રહેલા મોટા માણસોની સોબત જુદી વાત છે પણ તેમને પોતાનાં ઘર આંગણે નોતરવા તે ઠીક નહિ, કારણ કે મોટાને પોતાની મોટાઈના બંધાણો ક્યારે નડે ને કદી ન શકાય. વહુનો પતિ પાછો પરદેશ જાય છે.

રાજા પોતાના રસાલા સાથે નગરશેઠને ત્યાં જમવા આવે છે. વહુએ ઊંચા મેવા-મસાલાની અવનવી સ્વાદિષ્ટ વાનગીઓ બનાવી છે, સોનાના થાળ અને સોનાના કચોળાં ગોઠવાઈ ગયા છે. રૂપાના અને વહુ રાજાને

પીરસવા આવે છે. તેણે કિંમતી દાગીના તેમજ જરીનાં વસ્ત્રો પહેરેલાં છે. રાજા જેવા રાજાની પાસે ગમે જેવા ડોળે કેમ જવાય? જ્યારે આજે તો સ્ત્રીઓ ઉદ્ભટ વેશે બહાર નીકળતાં પણ અચકાતી નથી. નાયલોનનાં પારદર્શક વસ્ત્રો પહેરીને બહાર નીકળવું તેમાં નથી પ્રગતિ કે નથી સંસ્કારિતા, પરંતુ પૂરી જંગાલિયત છે. પોતાના અંગોપાંગ સારી રીતે ઢાંકવાનો સંસ્કાર ખોઇને ભારતીય નારીએ બદલામાં શું મેળવ્યું? તેનો વિચાર કરતાં પણ અપાર ખેદ થાય છે. સૌંદર્યની શોભાસંયમ છે. શરીરનો અલંકાર શીલ છે, ને લજ્જા એજ સ્ત્રી જીવનનું ગૌરવ છે, તે આજે ભૂલવા જેવું નથી. સ્ત્રી શોભે મર્યાદામાં, તે મર્યાદા છોડે એટલે ચૂલા વગરના અગ્નિ જેવી તેની દશા થાય. પોતે પણ નાશ પામે અને સમાજને પણ અધોગતિમાં ધકેલે, બની–ઠનીને નાટક–સીનેમામાં જવું પરાયા, પુરૂષોને પોતાના વસ્ત્રાલંકાર તેમજ દેખાવ વડે આંજવા એ બધું અનાર્ય દેશમાં પોષાય. જ્યારે આજે તો આર્યોના દેશમાં આવું ઘણું, ઘણું બની રહ્યું છે!

નગરશેઠના દીકરાની વહુ, રાજાને ભાવતાં ભોજન પીરસે છે. વહુના રૂપમાં રાજા અંજાઇ જાય છે. તેને થયું એક વાણિયાના ઘરમાં આવું રૂપાળું રતન! ના, ના એ તો રાજમહેલમાં જ શોભે! મારે તેને મારી બનાવવી જ જોઇએ. જોયું ને મોટાને ઘેર લાવ્યાનું

પરિણામ? વહુને પોતાની બનાવવાના વિચારમાં રાજા ખાધું ન ખાધું કરીને ઊભો થઈ જાય છે. પોતાના રસાલા સાથે તે રાજમહેલે પાછો ફરે છે. પણ તેનું મન તો નગરશેઠના દીકરાની વહુમાં જ છે. તે મુખ્ય મંત્રીને પોતાનાં મનની વાત કરે છે. મંત્રી પણ માણસાઈ વગરનો હતો. તેણે રાજાને સલાહ આપી કે, 'નગરશેઠને ફસો ફાંસામાં એટલે બધું સીધું ઉતરશે.'

રાજા બન્યો છે કામાંધ, મંત્રી બન્યો છે શઠ, શેઠ બન્યો છે ઘેલો. સાન એક માત્ર વહુની જ ઠેકાણે છે. મંત્રીની સલાહ અનુસાર રાજાએ બીજા દિવસે નગરશેઠને રાજસભામાં બોલાવ્યા, અને ભરસભા વચ્ચે તેમને કહ્યું કે, 'તમે તો નગરની શોભા છો. આપણે ત્યાં કુંવરીબાના લગ્ન આવ્યા છે. અને મોટી જાનને ગામનાં કૂવાનાં પાણી પૂરાં ન પડે તો પાણી માટે બહારગામના થોડાક કૂવા અહીં લઈ આવો !' રાજાની વાત સાંભળીને શેઠ વિમાસણમાં પડી ગયા. રાજાને કશો જવાબ આપ્યા વિના એ ભારે હૈયે ઘેર આવ્યા. અને બધી હકીકત પોતાના દીકરાની વહુને જણાવી. રાજા જેવાને ઘરઆંગણે નોતરવામાં રહેલા જોખમનો વહુનો ભય સાચો પડયો. તે સમજી ગઈ કે રાજાની બુદ્ધિ બગડી છે તેણે પોતાના સસરાને કહ્યું કે, 'તમારે ચિંતા ન કરવી. સવારે રાજ સભામાં જઈને રાજાને કહેજો કે, 'કૂવા તો બધા તૈયાર જ છે, પરંતુ તે બધાને અહીં ખેંચી લાવવા માટે રેતીના

દોરડાં જોઇશે. તો એ દોરડાં જો તૈયાર હોય તો મને અપાવો કે જેથી આપનું કામ તરત પૂરૂં કરી શકું.'

રાજસભામાં જઇને નગરશેઠે ઉપર મુજબ વાત રાજાને જણાવી. વાત સાંભળી રાજા સ્તબ્ધ બની ગયા. પરંતુ મંત્રી ખૂબ નીચવૃત્તિનો છે, એટલે તે રાજાને નવો નુસખો શિખવાડે છે. રાજા પણ કામમાં આંધળો છે એટલે મંત્રીની પગપાયા વગરની વાત સ્વીકારી લે છે. કૂવા લાવવાના મુદ્દામાં નાસીપાસ થએલો રાજા નગરશેઠને કહે છે કે, 'કુંવરીબાના લગ્નમાં બળદના ઘીની જરૂર છે, માટે તે તમે ગમે ત્યાંથી લાવી આપો!' નગરશેઠ ઉદાસ ચહેરે ઘેર જાય છે, સઘળી વાત પોતાની વહુને કરે છે. વાત સાંભળ્યા પછી તેને થાય છે કે, 'રાજાની સાન હુજી ઠેકાણે આવી નથી. એ ગમે તે ભોગે મને પાડવા માંગે છે, જે ઠેઠ નગરશેઠના ઘર સુધી હાથ ઘાલવા તૈયાર થાય છે, તે સામાન્ય ઘરની વહુ-બેટીઓની શી દશા ન કરે? માટે મારે તેને સમજના ઘરમાં લાવવો જ જોઈએ.'

બધો વિચાર કરીને તેણે પોતાના સસરાને કહ્યું કે, 'કાલથી આપ રાજસભામાં જશો નહિ કે બહાર નીકળશો નહિ. બાકીનું બધું જ હું સંભાળી લઈશ.' નગરશેઠે રાજસભામાં જવાનું બંધ કર્યું. અહીં રાજા રોજ તેમની રાહ જુએ છે પણ નગરશેઠ દેખાતા જ નથી. છેવટે થાકીને રાજા પોતાના શઠ મંત્રીને શેઠને ઘેર મોકલે છે. મંત્રી આવીને જુએ છે તો વહુ સૂંઠ ખાંડે છે, પાસે સુઆની

થાળી પડી છે મંત્રીએ વહુને પૂછયું કે, 'શેઠજી કેમ દેખાતા નથી? રાજાજી તો તેમની ખાસ રાહ જોઈ રહ્યા છે.' એ પ્રશ્નથી મંત્રીને વહુ ગંભીરપણે જવાબ આપે છે કે, 'રાજાને જઈને કહેજો કે નગરશેઠ સુવાવડમાં છે એટલે હાલમાં બહાર નીકળી શકે તેમ નથી.' વહુનો મર્મભેદી જવાબ સાંભળીને મંત્રીનું મોં પડી જાય છે, ને છતાં તે ખંધાઈપૂર્વક પ્રશ્ન કરે છે કે, 'પુરુષને સુવાવડ આવે એ વાત તો આજ પહેલીવાર તમારા મોંએ જ સાંભળી!' 'જે રાજ્યમાં બળદના ઘીની વાતો થતી હોય ને રાજ્યમાં પુરુષની સુવાવડની વાત પણ સંભવી શકે' વહુએ ચોખ્ખો ચટ જવાબ આપી દીધો. અને તે પણ એવા તાકડે કે તેની પૂરી અસર થાય. જવાબ સાંભળીને મંત્રી શરમાઈ ગયો. તે ચૂપચાપ રાજા પાસે ગયો અને બનેલી બીના તેમને જણાવી. છતાં પણ રાજા સમજના ઘરમાં નથી આવતો, તેનો કામજ્વર શાન્ત નથી પડતો અને તેનાથી પ્રેરાઈને તે નગરશેઠને કહે છે કે, 'કુંવરીબાના લગ્ન લેવાયા છે, જાન આવનાર છે, વરરાજાને પોંખવા માટે ચાર, બાબુઓની જરૂર છે. તો તેમને લઈને હાજર થવું, એ ચાર બાબુઓ પૈકી એક ડાહ્યો, બીજો મૂર્ખ ત્રીજો ઘેલો ને ચોથો શઠ હોવો જોઈએ.'

રાજાની વાત સાંભળીને નગરશેઠ અચંબામાં પડી ગયા. ઘેર આવીને તેમણે એ વાત પોતાના દીકરાની

૧

વહુને કરી. વહુએ કહ્યું; 'વાંધો નહિ. હું જાતે કાલે આપની સાથે રાજદરબારમાં આવીશ અને રાજાની માગણી મુજબના માણસો રાજા પાસે હાજર કરીશ.' બીજે દિવસે નગરશેઠ પોતાના દીકરાની વહુ સાથે રાજદરબારમાં ગયા. રાજાએ તેમને પૂછયુ; 'કેમ મારી શરત મુજબના ચાર માણસો લાવ્યા છો ને?' નગરશેઠ કહે, 'હા' રાજા કહે છે, 'તો તરત હાજર કરો!' નગરશેઠના દીકરાની વહુ યોગ્ય જવાબ આપવા માટે જે તકની રાહ જોઈ રહી હતી તે સામે જ આવેલી જાણીને તેણે નગરશેઠને જે સમજાવ્યું હતું, તે મુજબ નગરશેઠે તેનો જવાબ આપ્યો કે, 'આપની માગણી મુજબના ચારે ય માણસો આ રાજસભામાં જ છે. આપ માગો છો તેવો શઠ આપનો આ મંત્રી છે, મૂર્ખ તો આપ પોતે જ છો. ઘેલો હું છું. અને ડાહ્યામાં મારી કુલવધૂ છે.' કામઠામાંથી છૂટેલા તીર જેવો જવાબ સાંભળીને રાજા ખુદ ડઘાઇ ગયો. આખી સભા ઉપર એક અછડતી નજર ફેરવીને શેઠના દીકરાની વહુએ આ જવાબની સ્પષ્ટતા કરી. એ કહે છે, 'રાજા કામાંધ બન્યા એ મૂર્ણ છે, અને મંત્રીએ તેમને ખૂબજ નબળી સલાહ આપી એટલે તે શઠ, મારા સસરાજી આપની મૈત્રીમાં હદ બહાર ગયા માટે ઘેલા અને હું મારા શીલ-સંસ્કારમાં સ્થિર રહી શકી માટેડાહ્યા.'

રાજાને પોતાની ભૂલ સમજાઈ ગઈ. તેણે પસ્તાવો જાહેર કર્યો. પોતાના રાજ્યમાં નગરશેઠના દીકરાની વહુ

જેવી બુદ્ધિયલ તેમજ ચતુર વસે છે. તે બદલ તેણે હર્ષ વ્યક્ત કર્યો. નગરશેઠ જેવી ઘેલછા આજે પણ જણાય છે. વીતરાગ પરમાત્માને પણ માથું નમાવતાં જેઓ અચકાય છે, તેઓને આજેય્રાને નર-નારી તથા ચીલ, સંસ્કાર પ્રપરાજકર્તાઓનાં સન્માન કરતાં સંકોચ થતો નથી. આ ઘેલછા તમારે જરૂર છોડવા જેવી છે. નહિ છોડો તો પસ્તાશો. નગરશેઠ જેવી હાલતમાં મૂકાઈ જશો.

**પોષક વાતાવરણ :**

આ કથા રામરાજ્ય માટે જરૂરી વાતાવરણ ઊભું કરવા માટે રાજા તેમજ પ્રજા અને એ બંને વચ્ચે ઊભેલા પુલ જેવા અધિકારી વર્ગ એ ત્રણેય કેવા હોવા જોઈએ ? તેના ઉપર પ્રકાશ પાડવા માટે રજુ કરી છે. મતલબ કે આજના પ્રધાનો, પ્રજાજનો તેમજ અમલદારો એ બધા-યમાં, પોતપોતાના દરજ્જાની સાથે સંકળાએલી તમામ જવાબદારીઓ ન્યાય-નીતિપૂર્વક પાળવાની ચીવટ આવશે તોજ અહીં રામરાજ્ય સ્થાપાશે. હરામને રાજ્ય કરવા જેટલી જગ્યા નહિ તમારા હૈયાના મળે કે નહિ આ દેશમાં મળે. ન્યાય-નીતિપૂર્વકનું જીવન જીવતા જે કાંઈ મળે તેમાં સંતોષ માનવાથી રામરાજ્ય પોષક વાતાવરણ પેદા કરી શકશો. બીન જરૂરી ખર્ચા વધારી દઈને, એશ આરામને પહોંચી વળવા માટે, ગમે તે માર્ગે ધન મેળવવાની લાલસા રાખશો તો જીવનનું પતયિનું કરીને

નીચે પટકાશો. સંભવ છે કે પૈસા મળતા હોય તો નીચે પટકાઈ પડવાનો ભય પણ તમને ન હોય, પરંતુ એ નિર્ભયતા વીરની નથી, અસુરની છે.

દૃષ્ટિ સારગ્રાહી રાખો. જ્યાં-ત્યાંથી નબળું ભેગું કરશો તો જીવન તમારૂં ઉકરડા જેવું બની જશે. સારા વિચાર અને તમારે સેંકડો ગાઉનું છેટું પડી જશે. રાતે પણ તમને ખરાબ સ્વપ્નાં આવશે અને તમારૂં બધું બળ, પાપના પોટલા બાંધવા પાછળ જ બરબાદ થઇ જશે.

જ્યાં સુધી આ દેશની સ્ત્રીઓના આદર્શ તરીકે કૌશલ્યા, સીતા, ઉર્મિલા વગેરે રહ્યાં ત્યાં સુધી અહીં સુરાજ્ય રહ્યું, રામરાજ્ય રહ્યું અને પરદેશી શિક્ષણ-સંસ્કાર તેમજ પ્રચારે જ્યારથી આ દેશમાં પગપેસારો કર્યો ત્યારથી અહીંની સ્ત્રી, પુરુષસમોવડી બનવાની ઘેલછામાં દિનપ્રતિદિન વધુ પરાધીન બનતી જાય છે. પ્રાણ સાટે પણ શીલનું જતન કરવાની તેની ક્ષમતા ખોરવાતી જાય છે, તેજ રીતે મોટા ભાગના પુરુષો પણ વિચારમાં વહેંતિયા!! અને આચારમાં વામણા બનતા જાય છે. નહિતર દયાભાવભીના આ દેશના વાતાવરણને દેડકાં, વાંદરા, માછલા વગેરેના લોહીના વેપારની કમાણી વડે શણગારવાની ધૃષ્ટતા કરનારા પ્રધાનો. પ્રધાનપદાં ભોગવી શકે ખરાં ?

વાતાવરણ રામ-રાજ્ય વિરુદ્ધનું છે, એને તમારે સુધારવું પડશે. સુધારણા માટે તમારે સુધરવું પડશે.

ફેરવું એટલે સર્વ કાળમાં સર્વ પ્રકારે સુંદર એવા ધર્મનું સેવામાં ધ્યાન ધરવું, ન્યાયના પક્ષકાર બનવું. દયાના પાલક બનવું. દેવ-ગુરુના ઉપાસક બનવું. ત્યાગનો રાગ કેળવવો, રાગનો ત્યાગ કેળવવો. નાશ પામનારા પદાર્થોના મોહમાં મૂઢ બનીને અમૂલ્ય ગુણ-રત્નોનો તેની પાછળ નાશ ન થવા દેવો. સાધુ પુરુષોની સેવા કરવી, માતા-પિતાનું બહુમાન જાળવવું. લોકવિરુદ્ધનું કામ ન કરવું.

આ સુધારો સહેલો નથી. તેના માટે જરૂરી ત્યાગ સંયમ, સહનશીલતા, દૃઢતા, પાપપ્રતિકાર શક્તિ વગેરે ગુણો તમારે કેળવવા પડશે. તમે જો શાન્તચિત્તે વિચારશો તો તમને જણાશે કે કોઇ પણ કામ, પ્રારંભમાં તો અઘરૂં લાગે જ છે. અને ધીમે ધીમે ટેવાઇ જવાય છે, એટલે એજ કામ સહેલું પડે છે. તો તમારે તમારાં જીવનને કામરાજ્યના વાતાવરણ પાછળ બરબાદ કરવું છે કે રામરાજ્યનું વાતાવરણ સર્જવામાં સાર્થક કરવું છે? તેનો નિર્ણય તમારે તમારી જાતે કરવો જોઇએ પણ એ નિર્ણય પાછળ ખોટો સમય ન બગાડશો.

આત્મનિરીક્ષણ:

રાત્રે સૂતા પહેલાં તમે જો દિવસભરના સઘળા વ્યવહારનું ન્યાયપીઠની આંખે નિરીક્ષણ કરો તો હું માનું છું કે તમે પોતે જ તે નિરીક્ષણ પછી તમારી જાત

માટે શરમ અનુભવતા થઈ જશો! રામરાજ્ય માત્ર જીભ હલાવવાથી નહિ આવે, એના માટે સત્ત્વસભર જીવન જોઈશે, આજે તમારા જીવનમાં સત્ત્વની પ્રધાનતા છે કે કે રજોગુણની? અરે! રજોગુણીને બદલે ઘણા તો આજે તામસ પ્રકૃતિના બનતા જાય છે. સ્વાર્થની નાની સરખી વાતમાં ક્રોધ કરવો એ તામસ પ્રકૃતિની નિશાની છે. નહિ ચર્ચવા જેવા પદાર્થોની ચર્ચા કરવી, અહંકારનું પોષણ કરવું. શેકયો પાપડ પણ ભાગવાની શક્તિ ન હોય અને બે હાથે મહાસાગર પાર કરવાની વાતો કરવી એ રજોગુણી આત્માનાં લક્ષણ છે. સત્ત્વપ્રધાન વ્યક્તિ તો દૂધમાં એકરૂપ થઈ જતી સાકર જેવી હોય. પોતાની નબળાઈની કબુલાતમાં તે નાનમ ન સમજે. પરનું દુઃખ તેને સ્વજનના દુઃખ જેટલું જ સાલે, નબળા વિચારો તેના મનની શેરીમાં લટાર મારવા માટે પણ ન નીકળી શકે. તે અક્ષુદ્ર હોય, પ્રિયભાષી હોય, ઉદાર હોય, દીર્ઘદૃષ્ટિવાળો હોય.પાપભીરૂને નીતિપરાયણ હોય.

દશરથજીના કુટુંબના બધા સભ્યો આવા સાત્ત્વિક હતા. તમે કેવા છો? તે આત્મનિરીક્ષણની રુચિ કેળવશો તો તમને સમજાઈ જશે. ઘરના ઓરડા પણ સવાર-સાંજ સાફ કરવા પડે છે, તો પછી મન તેમજ અંતઃકરણની શુદ્ધિ માટે શું કાંઈ જ નહિ કરવાનું? તો પછી તમે રામરાજ્ય લાવી શી રીતે શકશો? તમે એમ તો ઈચ્છો છો ને કે કોઇ તમને હેરાન ન કરે ને પાપી ન કહે તો

તમારી આ ઈચ્છાને અમલમાં તો મૂકવી જ પડશે ને? ઈચ્છવું એક અને આચરવું બીજું એવી વિસંવાદી નીતિ રાખશો, તો સમાજમાં તમારી ઈજ્જત વધશે કે ઘટશે?

શ્વાસોચ્છ્વાસ પૂરા કરવારૂપે જીવન જીવવું તે એક વાત છે અને સાચા ભારતવાસીની અદાથી જીવન જીવવું તે બીજી વાત છે. આ ભારતની હવામાં અને ભૂમિના કણકણમાં અનંત કરૂણાસાગર, ભગવંતોની ભાવદયા સમાએલી છે. તે તમને દયાળુ બનવાની હાકલ કરે છે. કહો! આજે તમે દયાભીનું દિલ સાથે લઈને બધે ફરો છો કે અનંત સ્વાર્થની પછેડી ઓઢીને ફરો છો?

જીવદયા :

જીવદયા, ભારતીય સંસ્કૃતિનો પ્રાણ. પ્રાણવાયુ સિવાય સ્થૂલ જીવન ન ટકે તેમ જીવદયાના જીવંત પ્રવાહ સિવાય ભારતીય સંસ્કૃતિ નહિ ટકી શકે, એ સંસ્કૃતિની રક્ષા કાજે જીવદયાના કાર્યોમાં તમારે મોખરે રહેવું જોઈએ. નિર્દોષ જીવોને રહેંસી નાંખવા અને વાતો રામરાજ્યની કરવી તે ભ્રષ્ટ જીવનની નિશાની નથી તો બીજું શું છે? તમે માત્ર તમારા માટે જ રામરાજ્ય ચાહો છો કે જગતના બધા જીવો માટે? મત્સ્યગલાગલ ન્યાય, સંસ્કૃતિભ્રષ્ટ પ્રજામાં હોય, તમારે તો તમારાથી કમજોર, નાના તેમજ પાંગળા જીવોની વહારે ધાવાના પ્રયત્ન કરવાં જોઈએ. લાભનો આધાર રિદ્ધિસિદ્ધિના

લાભ ઉઠાવવો તે કામ આર્યને માટે જીવતા મોત સમાન ગણાવું જોઇએ. જ્યારે આજે તો આ દેશના ઉડાઉ આગેવાનો જીવતા વાંદરાઓનાં કાળજાં વેચીને તમારા માટે ધન મેળવવાની અધમાધમ પ્રવૃત્તિ આદરી રહ્યા હોવા છતાં, તમારૂં એક રૂંવાડુંયે ફરકતું નથી.

શું રામરાજ્ય આ રીતે સ્થપાશે? એના કરતાં બહેતર એ છે કે તમે સાફ સાફ કહી દો કે અમે રામરાજ્યને લાયક નથી. આજના જે સંયોગો છે, તેમાં જ જીવવા માટે અમે જન્મ્યા છીએ. જો તમારે સંયોગો બદલવા જ હોય તો તમારે પણ બદલાવું પડશે. પૂરા ભારતીય બનવું પડશે. ભારતીય સંસ્કૃતિને વફાદાર રહેવું પડશે, એ વફાદારીનું મૂલ્ય ચૂકવવું પડશે. રાજ્યસત્તા, કાયદાના જોરે, દર વર્ષે કેટલાંય નાણાં તમારી પાસેથી ખેંચી જાય છે અને તમે પણ મને કે કમને તે નાણાં આપો છો પણ ખરા. જ્યારે રામરાજ્યને અનુકૂળ પરિસ્થિતિ પેદા કરવા માટે જરૂરી જીવન માટે, જીવદયાના પાલન માટે, પાંચ રૂપીઆ ખર્ચતાં પણ તમે ત્રણ વાર વિચાર કરો છો.

સરકાર સંચાલિત કતલખાનાઓમાં થતી હિંસામાં કોઈ સીધા તો કોઈ આડકતરા, પરંતુ આ દેશના બધા માનવો ભાગીદાર તો લેખાય જ. જો તમારે આ દેશની પ્રજાને તેમજ તમારી જાતને એ પાપમાંથી ઉગારી લેવી હોય તો આજની સરકારને કતલખાનાં બંધ કરી દેવાની

ફરજ પાડો, શરીર ઉપર જેવા કોઢના ડાઘ એવા સંસ્કૃતિરૂપી દેહ ઉપર આ કતલખાનાનાં ડાઘ. ફાટેલું દૂધ તમે વાંચી શકો છો તો શું ડાઘી સંસ્કૃતિને નભાવવા જેવી બનશે છો? કે પછી જીવનની કંગાલિયતના કારણે સારૂં કશું કરવા જેવું તમને લાગતું જ નથી?

છેલ્લા વીસ વર્ષમાં આ દેશમાં હિંસા માટે જે મોકળું મેદાન ઊભું થયું છે, તેની તમને કોઇ અસર નથી પહોંચતી? જીવહિંસા જો તમને નહિ ડંખે, તમારા રૂવાડે, રૂંવાડે પ્રબળ પુણ્યપ્રકોપ નહિ પ્રકટાવી શકે, તમારા આહાર તેમજ નિદ્રા ઉભયમાંના તમારા રસને નહિ નાબૂદ કરી શકે તો હું નથી માનતો કે તમે જીવનમાં કશું સાધી શકશો!

નફફટપણે નાચી રહેલા જીવહિંસાના પાપકૃત્યોને સગી આંખે જોવા છતાં જો તમે જાગી નથી શક્યા, જીવોના જનન કાજે મેદાનમાં મોરચો નથી માંડી શક્યા તો બીજી કઇ સુરક્ષેલી તમને જગાડી શકશે? વિચારો! મહાનુભાવો, માનવજીવન વારંવાર નથી મળતું. એની સાર્થકતા જીવદયાના પાલનમાં છે.

## જીવનની સફળતા:

પડતા આ કાળમાં તમે સાચા જીવનના શિખરને સર કરવાને બદલે જીવતા મોત જેવા પાપાચારોની ચીજુના નબળી ન પડો, તે આશ્ચર્યપૂર્વક 'સફળતાનાં

સોપાન' રૂપ આ વ્યાખ્યાનો તમને સંભળાવ્યાં છે, આ દેશમાં તો દુકાળ એક માત્ર ધર્મનો દેખાય છે, અને તેમાંથી જ અન્ય સર્વ પ્રકારના દુષ્કાલ જન્મતાં હોય છે. માણસાઇના દીવા પણ ધર્મશ્રદ્ધા ને નિષ્ઠારૂપી તેલના અભાવે જ બૂઝાતા હોય છે. ધર્મરૂપી શુદ્ધ પ્રાણવાયુના અભાવે જ હરામ રાજ્યના ઝેરી પવનો જોર પકડી શકે છે. હૃદય સરોવરનાં શુદ્ધ જળ પણ ધર્મરૂપી સૂર્યનો પ્રકાશ ઓસરી જતાં જ ગંધાવા માંડે છે, તેમાં વિષય-કષાયની દુર્ગંધ શરૂ થાય છે.

તમારા જીવનની જે પળનો તમે માત્ર ક્ષુદ્ર સ્વાર્થ માટે જ ઉપયોગ કરો છો તે પળ તમે હારી જાઓ છો. જીવનની સફળતાનાં ઘડતરનું તમારૂં લક્ષ્ય હોવું જોઇએ. એ લક્ષ્યની સિદ્ધિ પાછળ તમારી સમગ્રતાને તમારે કેન્દ્રીભૂત કરવી જોઇએ. તેમજ રામરાજ્યની આદર્શ સંસ્કૃતિને જીવનમાં જીવવા માટે તમારે જાગૃતિ કેળવવી જોઇએ. અનંત ઉપકારી શ્રી તીર્થંકર ભગવંતોએ તો સમયના પ્રમાદને પણ ત્યાજ્ય ફરમાવ્યો છે. આપણે પણ સમયરૂપી એ ટાંકણા વડે જીવનના ખરબચડા તેમજ બેડોળ પથ્થરમાંથી જીવનની મૌલિક સફળતા સર્વથા અનુરૂપ મૂર્તિ કંડારી કાઢવી જોઇએ. આ જીવનમાં કરવા જેવું કામ આ જ છે. આ કામ કરતા રહીશું તો આપણા જીવન અને જગતમાંથી હરામની હવા નાબૂદ થઇ જશે.

બીજાનું દુઃખ જોઇને ઠરશો નહિ, સુખ જોઇને બળશો નહિ, પર નિંદા અને આત્મસ્તુતિથી દૂર

રહેજો ! જડ પદાર્થોના ભોગમાં સુખ સમાએલું છે એ સત્ય નથી, પરંતુ એક ભ્રમ છે, તે સદાય યાદ કરીને ચાલશો, તો જીવનમાં નિરાશ નહિ થાઓ. જીવનને નિષ્ફળતાના સતત મારમાથી બચાવી લેવા, માટે, ધર્મના કાર્યોમાં કોઈને ય કદી અંતરાયભૂત ન બનશો, પરંતુ તે તે ધર્મકાર્યોની વિવિધે અનુમોદના કરજો કોઈના પણ વિરુદ્ધ જતાં વિચારોને સમભાવે સહન કરવાથી તમને શાન્તિનો અનુભવ થશે. અને સમાજ પણ અવશ્ય ઊંચો આવશે. શરીર તેમજ શરીર સુખને જ સારને સર્વસ્વ સમજીને આત્માની ઉપેક્ષા ન કરશો. જો આત્માને જ ભૂલી જશો તો યાદ રાખવા જેવું કશું ય તમે યાદ નહિ રાખી શકો.

જીવનરૂપી ખેતરમાં વાવજો સત્કર્મરૂપી બીજવારો અને તેના ઉપર સિંચજો શુભભાવરૂપી જળ એટલે તે હરિયાળુ બની જશે, અને સમાજને પણ રળીઆમણું બનાવશે.

પાપ કરવાની તમારી યોગ્યતાનો સર્વથા ક્ષય થાઓ! જગતના કોઈપણ જીવને પાપકર્મમાં રસ ન રહો! બધા સત્કર્મશૂરા બનો! આ વ્યાખ્યાનોમાં વર્ણવાએલા સફળતાનાં સોપાન એક પછી એક ચઢાવતા, ચઢાવતા તમે બધા જ સ્વર્ગ અને અપવર્ગના અવ્યાબાધ સુખના ભાગી બનો! આત્માના સાચા શાશ્વત સુખની, સાચી સુખ તમારા જીવનના બનો! એ શુભને [illegible]

ક્રા. ૩૨ પેજી ૧૬૭ પેજ મૂ. ૫૦ પૈ. પોષ્ટેજ ૧૦ પૈ. અલગ.

[૯] **ભક્તિસુધાતરંગિણી :** સ્નાત્રપૂજા તેમજ પૂજાઓમાં બોલવાના ભક્તિગીતો, તથા ભાવવાહી ગંહુલિઓનો અપૂર્વસંગ્રહ ક્રા. ૧૬ પેજી, ૧૦૬ પેજ મૂ. ૭૫ પૈસા પોષ્ટેજ ૧૦ પૈસા અલગ.

[૧૦] **ગીતમાધુરી :** ભક્તિગર્ભિત પદો; તેમજ મેળાવડાઆદિમાં ઉપયોગી મધુર ગીતો ને ગુરુ ગંહૂલિઓનો સુંદર સંગ્રહ. ક્રા. ૧૬ પેજી ૧૦૪ પેજ ૭૫ પૈસા પોષ્ટેજ ૧૦ પૈસા અલગ.

[૧૧] **પ્રેમવાણીનો પ્રતિકાર :** મૂર્તિપૂજાની સિદ્ધિ માટે સચોટ દલીલો તથા સિદ્ધાંતપૂર્વકની હકીકતો સાથે મૂર્તિપૂજા પ્રત્યે શ્રદ્ધા નહિ ધરાવનાર વર્ગની શંકાઓનું નિરાકરણ કરતું ઉપયોગી પ્રકાશન; ક્રા. ૧૬ પેજી મૂ. ૭૫ પૈસા. પોષ્ટેજ ૧૦ પૈસા અલગ.



તા. ક. રજીસ્ટરથી મંગાવનારે ૬૦ પૈસા વધારે સમજવાં.

પ્રાપ્તિસ્થાન : **શ્રી વિશ્વમંગલ પ્રકાશન મંદિર;**

**C/O. શાહ રતિલાલ પુનમચંદ** વાસણના વેપારી,

બજારમાં, પાટણ (ઉ. ગ.)